

।। श्रीस्वामिनारायणो विजयतेतराम् ।।

# ભાગવત સાર સૂત્ર

## ('પૂ. ડોંગરેજી મહારાજની અમૃતવાણી'માંથી ભાગવત કથાના સૂત્રોનો સંગ્રહ)





**પ્રકાશક**

**શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, રાજકોટ–૨**

**સેવા મૂલ્ય : ૫/- રૂપિયા**

# ભાગવત સાર સૂત્ર

('પૂ. ડોંગરેજી મહારાજની અમૃતવાણી'માંથી
ભાગવત કથાના સૂત્રોનો સંગ્રહ)

**સંકલન** : સુરેશ રામકૃષ્ણ ભટ્ટ (સહતંત્રી, સદ્‌વિદ્યા)

**પ્રકાશક** : શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ,
રાજકોટ-૨

**આવૃત્તિ** : દ્વિતીય

**પ્રકાશન** : સં.૨૦૬૬, જન્માષ્ટમી
તા. ૨/૯/૨૦૧૦

**પ્રત** : ૩,૦૦૦

**કુલ પ્રત** : ૬,૦૦૦

**સેવા મૂલ્ય :** રૂ. ૫/-

**:: પ્રાપ્તિ સ્થાન ::**

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, રાજકોટ-૨
તથા દરેક શાખા સંસ્થાઓના
શ્રીજી સ્ટોર ઉપરથી પ્રાપ્ત થશે.

# સાદર અર્પણ

લીલા પુરુષોત્તમ
ભગવાન શ્રીકૃષ્ણનારાયણની
અલૌકિક લીલાઓથી ભરપૂર
મોક્ષમૂલક શાસ્ત્રીય ગ્રંથ
શ્રીમદ્ ભાગવતના રચનાકાર
મહર્ષિ વેદ વ્યાસથી લઈને
આજના ભાગવત કથાકારો
કે જેઓએ મુમુક્ષુઓને
કથામૃતનું રસપાન કરાવ્યું છે
અને
જીવન સાફલ્યના મંત્રરૂપ સૂત્રો પીરસી
મોક્ષભાગી બનાવ્યા છે.
તેમના હસ્તકમળમાં
સાદર અર્પણ.

# પ્રકાશકીય

સર્વાવતારી ભગવાન શ્રીસ્વામિનારાયણે માન્ય કરેલાં આઠ સત્શાસ્ત્રોમાં શ્રીમદ્ ભાગવતનો પણ સમાવેશ થાય છે. ભગવાન વેદવ્યાસે રચેલાં શાસ્ત્રો અને વચનોને શ્રીહરિએ સ્વમુખે પ્રમાણભૂત ગણાવ્યાં છે.

ગુરુવર્ય મહંત સ્વામી શ્રી દેવકૃષ્ણદાસજી સ્વામીની પ્રેરણાથી સંતવર્ય પ.પૂ. શ્રી ડોંગરેજી મહારાજની અમૃત વાણી પુસ્તકમાંથી શ્રીમદ્ ભાગવત કથાના જીવનસાફલ્યના મંત્રો સમાન સૂત્રાત્મક વાકયોની શ્રી સુરેશભાઈ ભટ્ટે સંકલિત કરેલ આ પુસ્તિકાની બીજી આવૃત્તિના પ્રકાશનમાં ગુરુકુલના ભૂ.વિ. અ.નિ. પ.ભ. ગોરધનભાઇ મોહનભાઈ કોરાટ પરિવાર–રાજકોટ (મૂળ ગામ : પારડી) નો સેવા સહયોગ પ્રાપ્ત થયો છે.

ભગવાન શ્રીહરિની તેમના પરિવાર પર પ્રસન્નતા ઉતરે એ જ અભ્યર્થના.

સં. ૨૦૬૬,
જન્માષ્ટમી
તા. ૨/૯/૧૦.

–સાધુ લક્ષ્મીનારાયણદાસ
શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ,
ગોંડલ રોડ, રાજકોટ–૨



।। श्रीस्वामिनारायणो विजयतेतराम् ।।

# ભાગવત સાર સૂત્ર

आदौदेवकिजान्त्यगर्भजननं गोपीगृहे वर्धनं
मायापूतनजीवतापहननं गोवर्धनोधारणम् ।
कंसच्छेदनकौरवादिहननं कुन्तीसुतापालन
मेतद्भागवतंपुराणकथितं श्रीकृष्णलीलामृतम् ।।

## શ્રીમદ્ ભાગવત પરિચય-માહાત્મ્ય

- ભાગવત એ ભગવાનનું મૂર્તિમંત સ્વરૂપ છે.
- ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય એ છ ગુણોનો સમૂહ એટલે 'ભગ' અને તેને ધારણ કરે તે ભગવાન.
- સર્વોત્તમ સદાચાર એટલે ભક્તિ.
- ભક્તિ સદાચાર પરાયણ જીવને જ મળે છે.
- ભક્તિ કરનાર જગતને ભૂલે અને ભગવાનમાં આસક્ત થાય તેને નિરોધ કહે છે.
- નિરોધ પ્રાપ્ત જીવને સ્વરૂપમાં સ્થિતિ મળે.

❖ અન્યથા રૂપનો ત્યાગ અને સ્વરૂપમાં સ્થિતિ થવી તેનું નામ મુકિત.

❖ ભગવાનનો આશ્રય મળતાં જીવ કૃતાર્થ થાય છે.

❖ ભાગવત કથા ષડગુણાત્મક છે. આ કથા...

✦ ત્રિવિધ તાપથી તપ્ત જીવને શાંતિ આપે છે.

✦ વ્યાસ, વાલ્મિકી આદિ કવિઓએ ગાઈ છે.

✦ પાપ–પુંજનો નાશ કરનાર છે.

✦ સાંભળનારનું કલ્યાણ કરનાર છે.

✦ શ્રી – લક્ષ્મી આપનાર છે.

✦ સર્વત્ર વ્યાપ્ત છે.

❖ શ્રીહરિની બધી લીલાઓ આનંદમય છે કારણ કે શ્રીહરિ પૂર્ણાનંદરૂપ છે.

❖ ભગવાન સચ્ચિદાનંદ સ્વરૂપ છે. જીવ તેનો અંશ છે.

❖ ભાગવત જીવમાં રહેલા આનંદ સ્વરૂપને પ્રકટ કરવાની કળા બતાવે છે.

❖ સાધ્ય પ્રાપ્તિના ત્રણ માર્ગો છે. (૧) જ્ઞાન (૨) કર્મ અને (૩) ભકિત

❖ ભાગવત ભકિતમાર્ગ બતાવતું શાસ્ત્ર છે.

- ❖ દુનિયાના વિષયો પ્રત્યેના રાગનો અભાવ એટલે વૈરાગ્ય.
- ❖ ભકિત કરે તેને ભગવાન મળે.
- ❖ બ્રહ્મસંબંધ ટકાવી રાખવો એનું નામ ભકિત.
- ❖ ભગવાન આધિ ભૌતિક, આધ્યાત્મિક અને આધિ દૈવિક એવા ત્રિવિધ તાપને હરનાર છે.
- ❖ પરીક્ષિત એટલે ઈશ્વરની શોધમાં નીકળેલો જીવ.
- ❖ ભાગવતની કથા સાંભળનાર મૃત્યુ ઉપર વિજય મેળવી શકે છે.
- ❖ જ્ઞાન અને વૈરાગ્ય સહિત ભકિતને વધારે તેવું શાસ્ત્ર એટલે ભાગવત.
- ❖ ભાગવત ભકિતને દૃઢ કરી જીવને સંસારના વિષયોથી વિરકત બનાવે છે.
- ❖ ભાગવત એ સમૂળી ક્રાંતિની કથા છે.
- ❖ આચારવિચાર શુદ્ધ હોય ત્યાં ભકિતને પોષણ મળે.
- ❖ ભાગવત કથા સાંભળ્યા પછી જીવનમાં પરિવર્તન ન આવે તો સમજવું કે કથાશ્રવણ નિરર્થક બન્યું છે.
- ❖ ભાગવત તો વિશુદ્ધ પ્રેમશાસ્ત્ર છે.

❖ પ્રેમ કરવા લાયક એકમાત્ર ભગવાન જ છે.

❖ ભાગવત કથા મનોરંજન કે ઉપદેશ માટે નથી, આત્મ કલ્યાણ માટે છે.

❖ હૃદયને નિર્મળ બનાવે તે ભાગવત કથા.

❖ શ્રીમદ્ ભાગવતના શ્રવણથી સદ્ગતિ મળે છે.

❖ ભગવાન જે કાંઈ કરે છે તે જીવના ભલા માટે કરે છે.

❖ વૈષ્ણવ તે છે જે કોઈપણ પરિસ્થિતિમાં પરમાત્માની કૃપાનો અનુભવ કરે છે.

❖ સદ્ગતિ પુત્રથી નહિ પોતાના સત્કર્મથી મળે છે.

❖ સલાહ મનની નહિ, સદ્ગુરુની લેજો.

❖ પંચવિષયો પાંચ વેશ્યાઓ છે. જેમાં ફસાવું નહિ.

❖ પોતાના અનુભવથી જ્ઞાન મેળવે તે પશુ, બીજાના અનુ–ભવથી જ્ઞાન મેળવે તે માનવ.

❖ દુનિયામાં મમતાનાં બંધન સૌથી વધુ દુ:ખદાયક છે.

❖ જીવનની સાર્થકતા પ્રભુ ભજનમાં છે.

❖ પાપી મર્યા પછી પ્રેત બને, પુણ્યશાળી પ્રભુપદ પામે.

❖ પાપ કરતાં મનુષ્ય હસે છે, ફળ ભોગવતાં રડે છે.

- ભાગવત કથા સાંભળવાથી જડ વાંસની ગાંઠો તૂટે તો ચેતન માનવમનની ગાંઠો કેમ ન તૂટે ? અવશ્ય તૂટે.
- સ્ત્રી, પુત્ર, વ્યવસાય, દ્રવ્ય, કુટુંબ, ઘર અને સ્નેહી મિત્રો પ્રત્યેની વાસના છોડો તો અવશ્ય મુકિત મળશે.
- કથા મનની ગાંઠ છોડીને સાંભળજો.
- સંસારના સંબંધો દેહના સંબંધો છે. આત્માને કોઈ સંબંધ હોતો નથી. તેનો સાચો સંબંધ પરમાત્મા સાથે છે.
- ભાગવત પરમહંસોની સંહિતા છે. પરમાત્માને મેળવ–વાનું અમોઘ સાધન છે.

## સ્કંધ : ૧ : શ્રોતા-વક્તા લક્ષણ

- કથાશ્રવણ દરમ્યાન પરમ સત્ય સમાન પરમાત્માનું ધ્યાન કરવું જોઈએ.
- વિચાર, વાણી અને વ્યવહારમાં જે સાચું હોય તે નિષ્કપટ સત્ય.
- સત્યમાં બાંધછોડ ચાલે નહિ.
- સત્યની રક્ષા કરનારનું સત્ય રક્ષણ કરે છે.
- ધ્યાનની પરિપકવ દશા એટલે સમાધિ.

- જેમાંથી પોતે ઉત્પન્ન થયો છે એવા પરબ્રહ્મ પરમાત્માની નિષ્કામભાવે ભકિત કરવી એ આત્માનો ધર્મ છે.
- એક હાથે કરેલા દાનને બીજો હાથ ન જાણે તે સાચું દાન.
- ભાગવત એ તો અમર ફળ છે.
- વેદરૂપી કલ્પવૃક્ષ પર એક મીઠું ફળ લાગ્યું તે ભાગવત.
- ભગવાનના સ્વરૂપનું ભાન કરાવે તે નિગમ (વેદ)
- ભાગવત કથા, શ્રવણ માટે નથી, પાન કરવા માટે છે.
- કથાપાન કરવું એટલે બાહ્ય ઈંદ્રિયો દ્વારા અંદર ઉતારવું.
- સંતોષ ને નિરાભિમાનીપણુંએ બે ઉત્તમોત્તમ ગુણો છે.
- ઉત્તમ અધિકારી શ્રોતા અને વકતાનાં લક્ષણો કે ગુણ એક સરખાં છે. (૧) દૃઢ વૈરાગ્ય (૨) જ્ઞાન સહિત ભાગવત રહસ્ય (૩) સંપૂર્ણ વિશ્વાસ
- ભકિત એ જીવમાત્રના આત્માનો પરમ ધર્મ છે.
- ભકિત અહૈતુકી એટલે કે નિષ્કામ હોવી જોઈએ.
- અહૈતુકી કે નિષ્કામ ભકિતનું અલૌકિક ફળ છે જ્ઞાન અને વૈરાગ્ય.
- જીવે મેળવવા માટેનાં બે જ ફળ છે (૧) નિજસ્વરૂપનું જ્ઞાન અને (૨) વૈરાગ્ય.

- ❖ ભાગવત કથા શ્રવણ પછી જ્ઞાન અને વૈરાગ્ય સિદ્ધ ન થાય તો શ્રોતા અને વકતાનો શ્રમ વ્યર્થ વેઠ છે.
- ❖ ભકિત રૂપી અલૌકિક કાર્યનાં જ્ઞાન અને વૈરાગ્યરૂપી ફળ અવશ્ય મળે છે.
- ❖ કાર્ય કરતાં કરતાં ભગવાનમાં ચિત્ત પરોવી દેવું તેનું નામ સેવા. આ સેવા જ મુકિતનું સાધન છે.
- ❖ સાચો વૈષ્ણવ સેવાના ફળ રૂપે કંઈ ન ઈચ્છે.
- ❖ નિષ્કામ સેવાનાં ત્રણ ફળ છે (૧) સેવોપયોગી દેહ (૨) અલૌકિક સામર્થ્ય (૩) સાયુજ્ય
- ❖ ભગવાન અંતર્યામી, સર્વશકિતમાન અને સર્વજ્ઞ છે.
- ❖ સેવક પોતાનો ધર્મ પાળે તો સ્વામી અવશ્ય તેના યોગ ક્ષેમનું વહન કરે છે.
- ❖ ભગવાન ભકતનું સર્વસ્વ માગી લે અને પછી પોતાનું સર્વસ્વ આપી દે છે.
- ❖ ભકિત કરો; પરંતુ તેનું અભિમાન છોડીને ભકિત કરો.
- ❖ નિર્મત્સર, શુદ્ધ અંતઃકરણવાળા બનીને ભકિત કરો.
- ❖ મત્સર મનુષ્યનો મહાન શત્રુ છે.
- ❖ ભકતમાં તેના આરાધ્ય ભગવાનની શકિત હોય છે.

- ❖ સંસારના વિષયોમાંથી આસકિત દૂર નહિ થાય ત્યાં સુધી ભકિત થશે નહિ.
- ❖ વાસનાની ગાંઠ છોડીને ભકિત કરો.
- ❖ વાસના કોઈને પણ ભકિતમાં આગળ વધવા દેતી નથી.
- ❖ આપણી પાસેની ઉત્તમ વસ્તુઓને સૌના કલ્યાણ માટે અર્પણ કરવી એનું નામ યજ્ઞ.
- ❖ પરમાત્મા તો વિરાટ છે; પરંતુ પોતાના નિષ્કામ ભકતો પાસે પોતે વામન બની જાય છે.
- ❖ ભાગવત એ તો ભકિતનું નિરૂપણ કરતું શાસ્ત્ર છે.
- ❖ આપણા દુઃખનું અને મનની અશાંતિનું કારણ બહાર નથી, આપણી અંદર છે.
- ❖ અજ્ઞાન અને અભિમાન એ બંને દુઃખ અને માનસિક અશાંતિના કારણો છે.
- ❖ અહંકારી માણસને પોતાનાં દોષ, પાપ અને ભૂલ દેખાતાં નથી. અહં તેને જોતાં અટકાવે છે.
- ❖ દુઃખ આવી પડે ત્યારે પોતાના દોષ જોવા પ્રયત્ન કરવો.
- ❖ આપણા દોષ બતાવે તેનો ઉપકાર માની માથે ચડાવવો.
- ❖ શુભ સંકલ્પ તરત ફળે છે.

❖ કોઈનું બૂરું ન ઈચ્છવું. અન્યનું બૂરું ઈચ્છવાથી મન અશાંત થઈ જાય છે અને આપણું જ બૂરું થાય છે.
❖ સૌનું ભલું ઈચ્છો. તમારા મનને શાંતિ થશે.
❖ શાંતિ એ શુભ સંકલ્પનું ફળ છે.
❖ સંત સમાગમથી પ્રભુનાં ગુણગાનની ગંગા પ્રગટે છે.
❖ મહાપુરુષો વિવેકી હોય છે. વિવેકથી જ્ઞાન શોભે છે.
❖ સાચું બોલો; પરંતુ પ્રિય લાગે તેવું હોય તો જ. અન્યથા મૂંગા રહેવું સારું.
❖ નિષ્કામ ભકિત વગર લોકકલ્યાણ શકય નથી. તેનાથી જ સાચો આનંદ પ્રાપ્ત થાય છે.
❖ પ્રેમ વગરનું જ્ઞાન નકામું છે.
❖ પરમાત્માના સ્વરૂપાનંદની પ્રાપ્તિમાં જ જીવાત્માનું કલ્યાણ રહેલું છે.
❖ કળિયુગમાં સત્સંગ, કૃષ્ણ કથા કે કૃષ્ણકીર્તન વિના માનવજીવનના ઉદ્ધારનો કોઈ માર્ગ નથી.
❖ પ્રભુભજનમાં જે વિઘ્નરૂપ હોય તેનો ત્યાગ કરવો.
❖ નિયમિત જપ કરવાથી પ્રારબ્ધમાં પણ પરિવર્તન આવી શકે છે.

- ❖ સંતો પારસમણિ કરતાં વધુ પ્રભાવશાળી હોય છે.
- ❖ સંતના સમાગમથી તેમના સંપર્કમાં આવેલા જીવો સંત બની જાય છે.
- ❖ ભાગવત પ્રેમપ્રધાન છે, ભકિતપ્રધાન છે, મુકિતદાતા છે. ભાગવત બધા શાસ્ત્રોનું શાસ્ત્ર છે.
- ❖ અધિકારી શ્રોતાને અધિકારી વકતા મળી રહે.
- ❖ સ્ત્રીત્વ કે પુરુષત્વનું જેને ભાન નથી તેને વિકાર શું અને બ્રહ્મચર્ય શું?
- ❖ ભાગવત પ્રેમ અને ભકિતનો ગ્રંથ છે. એનો પ્રચાર એ જ વ્યકિત કરી શકે જેનામાં પ્રેમ અને ભકિત ભરેલાં હોય, ઉપરાંત તે નિર્વિકાર હોય.
- ❖ ભાગવત પરમહંસોની સંહિતા છે.
- ❖ શ્રીકૃષ્ણ પોતે પરમહંસ છે. તેમને કોઈ પરમહંસ જ ઓળખી શકે.
- ❖ વિષયભોગો ન ભોગવનારનું જીવન વૃથા નથી, જેનાં નેત્રો નીલકમલ સમાન છે. જેનાં આકર્ષક અંગો ઉપર કેયૂર, હાર આદિ આભૂષણો શોભી રહ્યાં છે એવાં શ્રીનારાયણ પ્રભુનાં ચરણ કમળોમાં જેણે ભકિત

ભાવપૂર્વક પોતાની જાતને સમર્પિત કરી નથી એવા જીવોએ ધારણ કરેલ મનુષ્ય દેહ વૃથા છે.

❖ આ પિતા, આ પુત્ર એવા સંબંધો દેહના છે. આત્મા નથી સ્ત્રી કે નથી પુરુષ. તે નથી પિતા કે નથી પુત્ર.

❖ અપમાન મૃત્યુથી પણ વિશેષ છે.

❖ ભગવાનનું શરણ લેનારનું હંમેશાં કલ્યાણ થાય છે. માટે શરણ યાચવું તો શ્રીહરિનું. અન્યનું શરણ શા કામનું?

❖ કુંતાજીની જેમ વિપત્તિ–દુઃખ માગો. વિપત્તિ એ દુઃખ નથી, વિપત્તિ એ તો પ્રભુ દર્શનનું સાધન છે.

❖ પ્રભુનું દર્શન ન કરાવે તે વિપત્તિ ન કહેવાય.

❖ પ્રભુનું વિસ્મરણ કરાવે એ મોટામાં મોટી વિપત્તિ.

❖ દુઃખમાં મનુષ્ય પ્રભુને શરણે આવે છે. સુખમાં જીવ વિષયભોગનું શરણ શોધે છે.

❖ દુઃખ એ જ સાચી સંપત્તિ છે.

❖ ભગવાન ભકતવત્સલ છે. ભકતની પ્રતિજ્ઞા પૂરી કરવા પોતાની પ્રતિજ્ઞા તોડે છે.

❖ મૃત્યુ સમયે સાક્ષાત્ ભગવાન જેની સામે ઊભા હોય તેને મુકિત મળે.

- ❖ કલિ એટલે કલહ. કલિ એટલે અધર્મ. કલિ એ પાપ, તાપ અને કલહનુંપરિણામ છે.
- ❖ કર્તુમ્, અકર્તુમ્ અન્યથા કર્તુમ્ ભગવાન પોતે છે. આપણે તો નિમિત્ત માત્ર છીએ.
- ❖ ધર્મના માર્ગે ચાલનારાને નિષ્ફળતા કદી ન મળે.
- ❖ ધર્મનાં ચાર અંગો છે. સત્ય, તપ, પવિત્રતા અને દયા. આ ચારના આધારે ધર્મ ટકી રહે છે.
- ❖ સત્યયુગમાં ધર્મ રૂપી બળદ તેના ચાર પગે ઊભો છે. ત્રેતામાં સત્ય ગયું. દ્વાપરમાં સત્ય અને તપ. કલિયુગમાં સત્ય, તપ અને દયા, પવિત્રતા બધું જ ગયું.
- ❖ કલિયુગમાં દયાના ચરણ પર ધર્મ ઊભો છે. કલિયુગમાં દયા દાનની પ્રધાનતા છે.
- ❖ રાજાએ કલિ જેવા દુષ્ટ અને પાપીને સજા કરવી જોઈએ.
- ❖ દુષ્ટોને મારવા એ રાજધર્મ છે.
- ❖ જુગાર, મદીરાપાન, સ્ત્રીસંગ અને હિંસા એ કલિને રહેવાનાં ચાર સ્થાન છે. પાંચમું સ્થાન સુવર્ણ છે.
- ❖ જુગારમાં અસત્ય, મદીરાપાનમાં મદ, સ્ત્રીસંગમાં આસકિત, હિંસામાં નિર્દયતા અને સુવર્ણમાં કલહ રહેલાં છે. તેનાથી બચીને રહેવું.

❖ અનીતિથી મેળવેલા સુવર્ણમાં કલિનો વાસ છે.

❖ ધર્મનાં ચાર ચરણમાં સત્ય, તપ, પવિત્રતા અને દયામાં સત્ય સર્વોપરી છે. સત્ય જાય તો બધું જાય અને તે રહે તો બધું રહે. માટે સત્યને રાખવાનો આગ્રહ રાખવો.

❖ ઘરમાં લક્ષ્મી અને દાનવૃત્તિ હોય તો જ સદાચાર રહે.

❖ લક્ષ્મી, દાનવૃત્તિ ને સદાચાર એ સત્યનાં અનુચર છે.

❖ સત્ય ધર્મનું પ્રથમ ચરણ છે.

❖ શરીર પર લાગેલા ઘા રુઝાઈ જાય છે; પરંતુ વાણીના ઘા મન પર પડે છે. તે કદી રુઝાતા નથી.

❖ બ્રહ્મમાં રમે તે બ્રાહ્મણ. તેને માન કે અપમાન ન હોય.

❖ પાપ થઈ જાય તો તે પ્રગટ કરતાં શીખો. પાપને પ્રગટ કરવાથી અહંનો નાશ થાય છે. મન, બુદ્ધિ ને અંતઃકરણ શુદ્ધ થાય છે અને મનને શાંતિ મળે છે.

❖ મૃત્યુને જોઈને જ્ઞાનીઓ પોતાનું જ્ઞાન, યોગીઓ પોતાની યોગસિદ્ધિ ને તપસ્વીઓ પોતાનું તપ ભૂલી જાય છે.

❖ તમારા કહેવાય એવા તમામ સ્નેહી અને સ્વજનો તમારો હાથ છોડી દે ત્યારે ભગવાનનું શરણ યાચજો. ભગવાન તમારો હાથ પકડશે.

❖ ભગવાનનું શરણ મળે એનું નામ મુકિત.

- ❖ શુકદેવજી દિગંબર છે કારણ કે તેમના શરીર ઉપરથી વાસનાનું વસ્ત્ર પડી ગયું છે.
- ❖ વંદન વિરકતને થાય, લિંગ કે આયુને નહિ.
- ❖ પ્રભુ જેનો ઉદ્ધાર કરવા માગે તેની પાસે તેઓ પોતે દોડી જાય છે. તે દયાનિધાન અને અધમ ઉદ્ધારક છે.
- ❖ ગુરુ બ્રહ્મનિષ્ઠ હોય, નિષ્કામ હોય, જ્ઞાની હોય અને શિષ્ય પ્રભુદર્શન માટે આતુર હોય તો સાત દિવસ નહિ, સાત મિનિટમાં જ ગુરુદેવ પ્રભુનું દર્શન કરાવે.
- ❖ જે સમય ગયો તેનો વિચાર ન કરવો. જે સમય બાકી રહ્યો છે તેને યાદ ન કરવો. જે સમયમાં જીવી રહ્યા છીએ તેનો વિચાર કરી તેનો સદુપયોગ કરવો.

## સ્કંધ : ૨ : શ્રોતા-વક્તા કર્તવ્ય

- ❖ સૌને માન, પ્રતિષ્ઠા અને સિદ્ધિ મેળવવાં છે; પરંતુ એ મેળવવાથી જીવન કૃતાર્થ બનતું નથી.
- ❖ જીવે સંસારમાં આવી આત્માનું સાચું સ્વરૂપ સમજવાનું છે. ભગવાનને ઓળખવાના છે.
- ❖ ધન મળવાથી કોઈકને જ શાંતિ મળે છે. શાંતિ તેને મળે છે જે ધનનો સદુપયોગ કરી જાણે છે.

- ❖ સર્વ પુરુષાર્થનું સાધન યૌવન છે. તે જે ઈચ્છે એ મેળવે.
- ❖ કલિકાલમાં તપને અવકાશ નથી; યોગની ક્ષમતા નથી; તર્ક માટે સમય નથી. એવા સમયે ભગવાનને ઓળખવા માટેનો એકમાત્ર માર્ગ છે ભગવદ્ સ્મરણ.
- ❖ જીવનને કૃતાર્થ બનાવવા માટે આત્માને ઓળખો. ભગવાનને મેળવવા માટે નિરંતર તેનું સ્મરણ કરો.
- ❖ જીવન તો એક મુહૂર્ત માત્રનું છે. એમ વિચારી એક એક ક્ષણનો સદુપયોગ કરો.
- ❖ જે કોઈ અભયની ઈચ્છા રાખતું હોય તેણે સર્વાત્મા ભગવાન શ્રીકૃષ્ણના ગુણોનું અને તેમની લીલાઓનું શ્રવણ, કીર્તન અને સ્મરણ કરવું.
- ❖ ધ્યાનનું સ્થાન મન છે. મન સ્વભાવથી ચંચળ છે.
- ❖ સત્વગુણનો આશ્રય લઈ મનને સ્થિર કરવું. મન સ્થિર થાય તો ધ્યાન થઈ શકે ને ધ્યાન ધરતાં સમાધિ લાગી જાય. સમાધિ એટલે સમાધાન.
- ❖ શ્રીમદ્ ભાગવતરૂપી ભકિતકાવ્યનું ધ્રુવ પદ છે; સદા સર્વદા શ્રીકૃષ્ણની લીલાઓનું શ્રવણ અને ગાન કરો.
- ❖ કથા સાંભળવા માટે દિવસનો કોઈપણ સમય અને જીવનની કોઈપણ અવસ્થા અનુકૂળ છે એમ માનજો.

- ❖ સત્કાર્ય માટે અનુકૂળ સમયની રાહ જોવાતી નથી.
- ❖ માનવ જીવનની છેલ્લી પરીક્ષા મરણ છે. પ્રતિ ક્ષણે મનુષ્ય મરતો જાય છે.
- ❖ પોતાની ક્ષણે ક્ષણને સુધારે તેનું મરણ સુધરે.
- ❖ જે પોતાનું જીવન સુધારવા માગતા હોય તેણે હંમેશાં મરણને યાદ કરવું.
- ❖ જીવ બ્રહ્મરૂપ બને તેમાં જીવની કૃતાર્થતા છે.
- ❖ ભકત જો ભગવાન બની જશે તો ભગવાન ભકત બનશે અને ભકિત કાયમ રહેશે. દેહાભિમાન ભકિતમાં બાધક છે. ભાગવતની મુકિતનું આ રહસ્ય છે.
- ❖ જીવ પોતાના પરમાત્મા સાથેના સંબંધને યાદ કરે તેનું નામ ભકિત.
- ❖ સર્વ વસ્તુઓમાં કારણ રૂપ ભગવાન સત્ય છે અને આ સંસાર એ ભગવાનની માયાને કારણે દેખાતો હોવાથી તે અસત્ય છે.
- ❖ આત્મસ્વરૂપનું વિસ્મરણ એ માયા છે. અવિદ્યા માયાનું કારણ છે.
- ❖ અવિદ્યાજનિત માયામાંથી છૂટવા માટે માયાના પતિ એવા પરમાત્માને શરણે થવું એમાં જ જીવનું કલ્યાણ છે.

# સ્કંધ : ૩ : સર્ગ લીલા

❖ ભગવાનની દસવિધ લીલાઓ :–

- ✦ સર્ગ લીલા : બ્રહ્મમાંથી સચરાચરની ઉત્પત્તિ.
- ✦ વિસર્ગ લીલા : ધર્મ, અર્થ, કામ અને મોક્ષાર્થે કરેલાં કાર્યો.
- ✦ સ્થાન લીલા : પુરુષાર્થોને સિદ્ધ કરવામાં ભગવાનનો વિજય એ સ્થિતિ.
- ✦ પોષણ લીલા : કાલ, કર્મ અને સ્વભાવથી પર એવી પ્રભુના સામર્થ્યરૂપ કૃપાની કથા.
- ✦ ઊતિ લીલા : સારી ખરાબ કે મિશ્ર વાસના પ્રમાણે વર્તવાથી મળનારું ફળ.
- ✦ મન્વંતર લીલા : મનુએ પ્રસિદ્ધ કરેલા સદ્ધર્મોની કથા.
- ✦ ઈશાનુ કથા : ભગવાન અને તેમને અનુસરનારા ભકતોનાં ચરિત્રની કથા.
- ✦ નિરોધ લીલા : ભગવાન પોતાની તમામ શકિતઓ સહિત જે ક્રીડા કરે અને જેના વડે મનનો નિગ્રહ થાય.
- ✦ મુકિત લીલા : ભગવાનની ક્રીડાઓના શ્રવણથી અન્ય રૂપનો ત્યાગ કરી આત્મા સ્વ–રૂપમાં  સ્થિતિ કરે તે.

✦ આશ્રય લીલા : જેનાથી ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે એવા બ્રહ્મમાં સ્થિર થવું.

❖ ભગવાનની દસવિધ લીલાઓના શ્રવણથી ભગવાનનું આનંદાત્મક સ્વરૂપ ઓળખાય છે.

❖ શ્રીમદ્ ભાગવતમાં આત્મા અને પરમાત્માના પરસ્પર સંબંધનું નિરુપણ કરવામાં આવ્યું છે.

❖ ભગવાનની લીલાઓ નિત્ય, અનાદિ અને અનંત છે.

❖ ધૃતરાષ્ટ્ર એટલે અંધ નહિ, સ્વાર્થાંધ.

❖ સ્વાર્થાંધના સંગથી બુદ્ધિ બગડે છે.

❖ સુખ સમૃદ્ધિમાં રહી તાપસ જીવન જીવી ન શકાય.

❖ ભોજનમાં સૌને આનંદ આવે છે અને ભજનમાં થાક લાગે છે. આ જીવનો સહજ સ્વભાવ છે.

❖ ભોજન જીવન ટકાવવા જરૂરી છે; પરંતુ તેમાં આસકત થઈ ભગવાનને ભૂલી ન જવાય.

❖ ભોજ્ય પદાર્થો ભગવાનને સમર્પણ કરીને જમો. અસમર્પિત વસ્તુ કદી ખાવી નહિ.

❖ પ્રભુના પ્રસાદરૂપે મળતી વસ્તુઓ વડે જ જીવન–વ્યવહાર ચલાવવો.

- ગમે તે વસ્તુ ગમે ત્યારે ખાવાથી બુદ્ધિ બગડે છે.
- સાત્ત્વિક આહારથી મન પવિત્ર અને નિર્દોષ બને છે.
- પાપીનુંઅન્ન ખાનારની બુદ્ધિ બગડે છે.
- જીવ જ્યારે દીન બનીને ઈશ્વરને શરણે જાય છે ત્યારે ભગવાન તેના પ્રત્યે ખૂબ આદર–માન બતાવે છે.
- પોતાના સુખ માટે પ્રભુને પરિશ્રમ ન કરાવે એનું નામ પુષ્ટિ ભકિત.
- ઘણીવાર આપણાં પાપ પુત્ર તરીકે પ્રગટે છે અને આપણને દુઃખ આપે છે. દુરાચારી પુત્ર માબાપની દુર્ગતિ કરે છે; સદાચારી પુત્ર સદ્‌ગતિ કરે છે.
- ખરાબમાં પણ સારું જુએ એ વૈષ્ણવ.
- સત્પુરુષોના સાથમાં રહેતા દુર્જનોને મારતાં પ્રભુ પણ અચકાય છે.
- યાત્રામાં જઈ પ્રભુદર્શન કરવાનાં છે. યાત્રા એ પર્યટન નથી, પ્રભુના સાંનિધ્યમાં જવાનું સાધન છે.
- સંસારીઓ પુણ્ય પ્રાપ્તિ માટે યાત્રા કરે છે. સંતો ભૂમિને પવિત્ર બનાવવા યાત્રા કરે છે.
- પતિ–પત્ની સંયમ ન રાખે તો તેમને ત્યાં પાપી પ્રજા ઉત્પન્ન થાય.

- ગૃહસ્થાશ્રમ વિલાસ નહિ, વૈરાગ્ય માટે છે.
- જ્ઞાનીઓનું પતન કામથી નહિ, પરંતુ ક્રોધથી થાય છે.
- ક્રોધ ગમે તેવા પ્રકારનો હોય, ક્રોધ કરવાથી મનુષ્યનું પતન થાય છે.
- પ્રભુના ધામમાં પ્રવેશનાર પાછો બહાર આવતો નથી.
- મંદિરમાં કે તીર્થધામમાં ક્રોધ કરવો એ મહા પાપ છે.
- ક્રોધ અને મત્સર જ્ઞાનીઓના મહાન શત્રુ છે.
- સનતકુમાર જેવા બ્રહ્મજ્ઞાનીઓ અને નારદજી જેવા ભકતોનું પતન કામ, ક્રોધ અને દર્પને કારણે થયું છે.
- કામ ને ક્રોધ કરતાંય લોભને જીતવો વધુ મુશ્કેલ છે.
- સ્ત્રીને માટે પતિની સેવા એ જ તપ.
- જેને પ્રભુ પર દૃઢ શ્રદ્ધા છે તેણે કદી ચિંતા ન કરવી. પોતાના ભકતોની ચિંતા પ્રભુ પોતે કરે છે.
- લૌકિક કે અલૌકિક કોઈ પણ કાર્ય માટે ચિંતા ન કરશો. કોઈ મુશ્કેલીમાં મુકાઈ જાવ ત્યારે શરણાગતિનો ભાવ વિચારજો.
- ઈશ્વરની શરણાગતિ લેનારનો ઉદ્ધાર થાય છે.

❖ આપણું કર્તવ્ય છે પ્રભુને શરણે જવાનું. પ્રભુનું કર્તવ્ય છે, આપણું રક્ષણ કરવાનું.

❖ વિષયોની તૃપ્તિમાં આનંદ નથી. તેની તૃપ્તિ દ્વારા કદી સુખ મળતું નથી.

❖ આનંદ જડ વસ્તુમાંનહિ, આત્મામાં રહેલો છે.

❖ આત્માનો આનંદ એ સાચો આનંદ છે.

❖ સુખ અને દુઃખનો અનુભવ મનને થાય છે, આત્માને થતો નથી.

❖ મન એ જ મનુષ્યના બંધન અને મોક્ષનુંકારણ છે.

❖ વાસના એવી પ્રબળ છે કે તે કદી તૃપ્ત થતી નથી.

❖ મનને મારશો તો મન સુધરશે. મન કાંઈ પણ માગે ત્યારે એને વિવેકરૂપી લાકડીથી મારશો તો તે વશમાં રહેશે.

❖ ત્યાગથી સુખ મળે; પરંતુ ત્યાગનો માર્ગ કઠિન છે.

❖ સમર્પણમાં સુખ છે કારણ કે તે પ્રેમપૂર્વક થાય છે.

❖ જગતમાં સુખી થવાના બે માર્ગ છે. જ્ઞાનમાર્ગ અને ભકિતમાર્ગ. બંને માર્ગ દ્વારા પ્રભુ પ્રાપ્તિ થાય છે અને સાચું સુખ તો પ્રભુ પ્રાપ્તિમાં રહેલું છે.

- ❖ સમર્પણ અને પ્રેમભાવનું સાચું સ્વરૂપ સમજવા માટે સત્સંગ કરો.
- ❖ સિદ્ધિ અને પ્રસિદ્ધિ મેળવી ભકત ભકિત ગુમાવે છે.
- ❖ ભગવાનથી વિભકત ન થાય તે ભકત. ભકત ભગવાન સાથે અભિન્નતા કેળવે છે.
- ❖ ઉપાસકમાં ઉપાસ્યની દિવ્ય શકિત આવે છે.
- ❖ શ્રીકૃષ્ણનું સ્વરૂપ ઉપાસના માટે ઉત્તમ છે. કારણ કે શ્રીકૃષ્ણ આનંદમય છે. શ્રીકૃષ્ણ પ્રેમમય છે.
- ❖ ભગવાન સર્વ શકિતમાન છે; પરંતુ નિજ ભકતોથી દૂર રહેવાની શકિત તેમનામાં નથી.
- ❖ પ્રભુથી વિખુટા પડી ગયેલા જીવને કોઈપણ રીતે સુખ મળતું નથી.



## સ્કંધ : ૪ : વિસર્ગ લીલા

- ❖ પુરુષાર્થ ચાર : ધર્મ, અર્થ, કામ અને મોક્ષ
- ❖ ધર્મપ્રાપ્તિ માટે દેશશુદ્ધિ, કાલશુદ્ધિ, મંત્રશુદ્ધિ, દેહશુદ્ધિ, વિચારશુદ્ધિ, ઈન્દ્રિયશુદ્ધિ અને દ્રવ્યશુદ્ધિ જરૂરી છે.
- ❖ અર્થ પ્રાપ્તિનાં સાધન પાંચ : માતાપિતાના આશીર્વાદ, ગુરુકૃપા, પુરુષાર્થ, પ્રારબ્ધ અને પ્રભુકૃપા.
- ❖ કામનાં સ્થાન અગિયાર : પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મે–ન્દ્રિય અને અગિયારમું મન.
- ❖ પ્રકૃતિના પ્રકાર આઠ : પૃથ્વી, જળ, આકાશ, વાયુ, તેજ, મન, બુદ્ધિ અને અહંકાર.
- ❖ પ્રકૃતિના બંધનમાંથી મુકત થવું તેનું નામ મુકિત.
- ❖ ધર્મ અને મોક્ષને અનુસરીને અર્થ અને કામ ભોગવવા.
- ❖ ધર્માચરણ કરવું સહેલું નથી. અધર્મ, કર્મ, વાણી અને મનથી પણ આચરવામાં આવે છે.
- ❖ અધર્મીને અધર્મથી મારવો એ પણ ધર્મ છે.
- ❖ શ્રીકૃષ્ણ જે કહે, કરે કે વિચારે તે ધર્મ.
- ❖ રુચિને વશ થઈ કામ કરનાર અધર્મી બને છે. નીતિને વશ થનાર ધર્મી બને છે.

❖ આપણું મન એવું છે કે આપણને નીતિ પ્રમાણે ચાલવાનું ગમતું નથી. રુચિ પ્રમાણે ચાલવું ગમે છે. પરિણામે આપણે દુ:ખી થઈએ છીએ.

❖ કર્કશ વાણી ન બોલશો. મહાભારતના યુદ્ધનું અને સીતા માતાના હરણનું મૂળ કારણ કર્કશ વાણી છે.

❖ ભગવાને વિષયાનંદ અને ભજનાનંદ એમ બે પ્રકારના આનંદ મૂકેલા છે. તેમાંથી આપણે એકને (ભજનાનંદ) પસંદ કરવાનો છે. અર્થની પ્રાપ્તિ વડે મનુષ્યનું કલ્યાણ થતું નથી; પરંતુ જો અર્થ પ્રાપ્તિ ધર્મની રીતે નીતિના માર્ગે ચાલીને અથવા સ્વયં ભગવાન દ્વારા પ્રાપ્ત થાય તો તેવી અર્થપ્રાપ્તિ કલ્યાણકારી બને છે.

❖ યજ્ઞ દ્વારા ચિત્ત શુદ્ધિ થાય; પરંતુ આત્માની શાંતિ માટે તો ઈશ્વરનું આરાધન કરવાની જરૂર છે.

❖ પ્રત્યેક મનુષ્યે પોતાનું સ્વરૂપ ઓળખવું રહ્યું. જે જીવ સ્વ સ્વરૂપને ઓળખી શકતો નથી. તે પ્રભુને ઓળખી શકતો નથી. જેથી તેને શાંતિ નથી.

❖ જે ઈશ્વરની પાછળ પડે છે તો;

જગત આખું તેની પાછળ પડે છે.

## સ્કંધ : ૫ : સ્થાન લીલા

❖ ગૃહસ્થ ગૃહસ્થાશ્રમનું પાલન કરતા હોવા છતાં સર્વ પ્રત્યે સમભાવ રાખી શકે તો ઘર તેની મુકિતના માર્ગમાં બાધક બનતું નથી.

❖ ભગવાનને વશ થઈને જે ભકત રહે તે મર્યાદા ભકિત અને ભગવાન ભકતને વશ રહે તે પુષ્ટિ ભકિત.

❖ કર્મ કરો; પરંતુ સારાં માઠાં બધાં કર્મોનું ફળ ભગવાનને અર્પણ કરો. તેનાથી કર્મના બંધનમાંથી મુકિત મળશે.

❖ સંસારમાં નાવડીની માફક રહેવું જોઈએ. તો તરી જવાશે. જો સંસાર (કામ–વાસના, અહં–મમતા)ને નાવડીમાં પ્રવેશવા દઈશું તો ડૂબી જવાશે.

❖ માણસ જેટલું પાપ શરીરથી કરે છે તેથી અનેકગણું પાપ મનથી કરે છે. તેથી મનનો નિરોધ કરવો.

❖ નિરોધથી વશ કરેલું મન પ્રભુ પ્રાપ્તિ માટેનું સર્વોત્તમ સાધન છે.

❖ તનુજા અને વિત્તજા સેવા કરતાં માનસી સેવા ફળરૂપ છે; પરંતુ તે સેવા સહેલી નથી.

❖ સહનશીલતા કેળવે તે સાધુ. સહન કરે તે સંત.

- ❖ જીવન અને મરણ એ બે અવસ્થાઓ તો દેહની છે, દેહ ધારણ કરનાર આત્માની નથી. સૌના સ્વામી તો ભગવાન શ્રીકૃષ્ણ છે.
- ❖ દેહમાં રહેલો આત્મા હંમેશાં મૂઆ જેવો છે. તે જ્યાં સુધી દેહને વળગી રહે છે ત્યાં સુધી તે જીવતો હોવા છતાં મૂઆ જેવો જ છે.
- ❖ જીવ આ ભવાટવીમાં ભટકતો મુસાફર છે. માર્ગમાં તેની ઈન્દ્રિયો તેનું વિવેકરૂપી ધન લૂંટી લે છે.
- ❖ જીવે બુદ્ધિરૂપી માર્ગદર્શકની દોરવણી નીચે પોતાની મુસાફરી કરવાની છે.
- ❖ યોગ્ય માર્ગદર્શક (બુદ્ધિ)ના અભાવમાં લૂંટારાઓ (ઈંદ્રિયો) તેનું સર્વસ્વ લૂંટી લે છે.
- ❖ દુઃખી જીવનું ભ્રમણ ચાલુ રહે છે. તમરાંના અવાજ (નિંદાખોરોની નિંદા) તેને ડરાવે છે. ઘુવડ (ઝઘડાળુ સ્નેહીજનો) તેને ત્રાસ આપે છે. થાકીને તે અપુણ્ય વૃક્ષ (અધર્મપરાયણ લોકો)નો આશરો લે છે અને મરીચિ તોય (મૃગજળ) પાસે તરસ છિપાવવા દોડી જાય છે.

  આ રીતે દુઃખ સહન કરતો જીવ ભટકે છે. મોહરૂપ અજગર તેને ગળી જાય છે. અંધકૂપ (હૃદયની વ્યથા)માં

તે ડૂબી જાય છે. ક્ષુદ્ર રસ (વિષયવાસના) માટે તે આથડે છે. તો કયારેક મધ (સ્ત્રીપુત્રાદિક) મેળવવા મથે છે.

કયારેક સુંદર જળાશયના કિનારા પર ગાન કરતાં હંસોને જુએ છે. તેનું ગાન સાંભળે છે; પરંતુ તેમાં તેને પ્રેમ થતો નથી. હંસોનું ગાન એટલે કથાવાર્તા – આમ જીવ ભવાટવીમાં અટવાયા કરે છે.

❖ સદ્ગુરુ પોતાના શિષ્યને માત્ર ઉપદેશ આપતા નથી. ભગવાન સાથે તેનો સંબંધ પણ બાંધી આપે છે.

❖ માનવ દેહ ઉત્તમ છે. માનવને જ સંતસમાગમનો લાભ મળે છે. દેવો પ્રભુભજન કરી શકતા નથી. માનવ શરીર વડે જ મુકુંદની સેવા થઈ શકે છે. માનવ શરીર વડે ભકિત કરી નર મટી નારાયણ બની શકે છે. દેવો દેવકક્ષાથી ઊંચી કક્ષાએ પહોંચી શકતા નથી.

❖ માનવશરીર બધા પુરુષાર્થનું સાધન છે.



## સ્કંધ : ૬ : પોષણ લીલા

- ❖ અંતઃકરણપૂર્વક પ્રાયશ્ચિત કરવાથી પાપોનો નાશ થાય છે. પ્રાયશ્ચિત મન, વચન અને કર્મથી કરવું જોઈએ.
- ❖ મન ચંચળ હોવાથી તેની પાપ કરવાની વાસના નષ્ટ થતી નથી.
- ❖ મનને લૌકિક વાસનાઓમાંથી અલગ પાડી તેને પાર–લૌકિક વાસનાઓમાં જોડી દેવું એટલે મનનો નિરોધ.
- ❖ મન જે કરવા ઈચ્છે તે તેને ન કરવા દેવું, તે મનને વશ કરવાનો રામબાણ ઈલાજ છે.
- ❖ મનને પ્રભુમાં જોડનારનું મન ચલિત થતુંનથી.
- ❖ સાધુ તે છે જે સંપર્કમાં આવનારનું કલ્યાણ કરે છે.
- ❖ અતિશય કામ અને પાપાચાર ભોગવનાર માણસ પોતાનું મૃત્યુ વહેલું નોતરે છે.
- ❖ નારાયણ નામનો ગુણ પાપોને બાળવાનો છે.
- ❖ અજામિલનું જીવન આપણને બોધ આપે છેઃ પાપનો તિરસ્કાર કરો, પાપીનો નહિ.
- ❖ પ્રભુકૃપા સર્વોપરી છે. અતિ પાપીનો ઉદ્ધાર પણ પ્રભુકૃપાથી થઈ શકે છે.

- ભગવન્નામમાં અસાધારણ શકિત છે. તેનાથી ભવસાગર તરી જવાય છે.
- ધર્મ પ્રભુપ્રણીત છે. તે સમજવો સહેલો નથી.
- બ્રહ્મા, શંકર, નારદ, સનતકુમાર, કપિલ, મનુ, પ્રહ્લાદ, જનક, ભીષ્મ, બલિ, શુકદેવજી અને યમરાજ એ બાર અધિકારીઓ ધર્મને સમજે છે
- બાર અધિકારીઓ ધર્મ જાણે છે, પરંતુ અનુગ્રહ ધર્મને જાણતા નથી.
- માનવ શરીર એવો દેશ છે જેમાં ઈશ્વર રૂપ એક જ પુરુષ અર્થાત્ એક જ આત્મા રહે છે.
- સંસાર એવી નદી છે જે પરસ્પર વિરુદ્ધ દિશામાં વહે છે. તે પ્રવૃત્તિ અને નિવૃત્તિ બંને તરફ વહે છે. તે વિષયો તરફ અને પ્રભુ તરફ પણ લઈ જાય છે.
- સંપત્તિ મેળવી સાનભાન ભૂલનારને ઠેકાણે લાવવા તેની પાસેથી સંપત્તિ દૂર કરવાનું સત્કર્મ સંતો કરે છે.
- વય, વિત્ત કે વપુને વંદન થતું નથી. વંદન વિભુની વિભૂતિને કરવામાં આવે છે.
- યજમાનનું સતત હિત સાચવે તે પુરોહિત.

❖ વૃત્રાસુરની ચતુઃશ્લોકી એટલે જ ભાગવત (સ્કંધ ૬ અધ્યાય ૧૧ શ્લોક ૧૪ થી ૧૭) આ ચાર શ્લોક એક આર્ત ભકતના ભગવાન પ્રત્યેના અનુરાગને અને જગત પ્રત્યેના વિરાગને વ્યકત કરવા ઉપરાંત ભગવાનના અનુગ્રહ ધર્મને પણ પ્રગટ કરે છે.

વૃત્રાસુરની શ્રીહરિની સ્તુતિ :

अहंहरे तव पादैक मूल दासानुदासो भवितास्मि भूयः ।
मनः स्मरेता सुपतेर्गुर्णास्ते गुणीतवाक कर्म करोतु कायः ।।
न नाक पृष्ठंन च पारमेष्ठयंन साव भौर्म न रसधीपत्य ।
न योग सिद्धिरपुनर्भवं वा समंजसत्वा विरहय्य कांक्षे ।।
अजातपक्षा इव मातरंखगाः स्तन्यंयथा वत्सरा क्षुधार्ताः ।
प्रियंप्रियेव व्युषितंबिषण्णा मनोऽरविंदाक्ष दिदृक्षते त्वाम् ।।
ममोत्तम श्लोक जनेषु सख्यंसंसारचक्रे भ्रमतः स्व कर्मभिः ।
त्वन्माययाऽऽत्माजदार गेहेष्वा सक्त चित्तस्य न नाथ भूयात् ।।

[હે હરિ, તમે મારા ઉપર એવી કૃપા કરો કે, હું આપના દાસના પણ દાસની અનન્ય ભાવથી સેવા કરું. મને જો કદાચ બીજો જન્મ મળે તો તેમાં મને એવી સેવા કરવાનો અવસર આપો. હે પ્રાણવલ્લભ, મારું મન આપના મંગલમય ગુણોનું સદા સ્મરણ કરતું રહે. મારી વાણી

આપના જ ગુણોનું ગાન કરે અને મારું શરીર આપની સેવામાં જ સંલગ્ન રહે.

હે નાથ આપને છોડીને હું સ્વર્ગ, બ્રહ્મલોક, ભૂમંડળનું સામ્રાજ્ય, રસાતળનું એક છત્ર રાજ્ય, યોગની સર્વ સિદ્ધિઓ, અરે મોક્ષની પણ ઈચ્છા રાખતો નથી. જો તમારે મારો વિરહ હોય તો આ બધું મળે તો પણ તે શા કામનું? તમારા સિવાય મારે આ બધામાંથી કશું જોઈતું નથી. મારે તો આપની જ જરૂર છે.

(૧) પાંખો આવી ન હોય તેવાં પક્ષીઓનાં બચ્ચાં જેવી રીતે પોતાની માતાની આતુરતાથી રાહ જુએ છે. (૨) ભૂખ્યાં વાછરડાં જેવી રીતે ધાવવા માટે પોતાની માતાઓની પ્રતીક્ષા કરે છે. (૩) પરદેશ ગયેલા સ્વામીની વિયોગિની પત્ની પોતાના પતિને મળવા જેવી ઉત્કંઠા સેવે છે. તેવી જ રીતે, હે કમલનયન ! મારું મન પણ આપનાં દર્શન કરવા માટે તરફડી રહ્યું છે.

હે નાથ, હું મુકિત ઈચ્છતો નથી. મારા કર્મોના ફળરૂપે વારંવાર મારે જન્મ લેવો પડે અને ભવાટવીમાં ભટકવું પડે તેની મને પરવા નથી; પરંતુ જે જે યોનિમાં હું

જન્મ લઉં ત્યાં ત્યાં હે સ્વામી, તમારા લાડીલા ભકત જનોનો પ્રેમભર્યો સહવાસ મને મળી રહે. હે પ્રભુ, હું એટલું જ માગું છું કે જે લોકો તમારી માયાથી ધન, ધામ અને ધરા તથા પોતાનાં સ્ત્રીપુત્રાદિમાં આસકત થઈ રહેલ છે તેવા લોકોની સાથે મારો કોઈપણ પ્રકારનો સંબંધ કયારેય ન થાય.]

વૃત્રાસુરને પ્રભુભકિત જોઈએ છે. લૌકિક ભોગ ભકિતમાં બાધક છે. તેથી તેવા ભોગોથી તે દૂર રહેવા માગે છે.

- ❖ પ્રથમ શ્લોકમાં વૃત્રાસુરની શરણાગતિ છે. ભકિત–માર્ગમાં ભગવાનનું દાસત્વ સ્વીકારવું તે ભકિતમાર્ગીય ધર્મ– પુરુષાર્થ છે.
- ❖ બીજા શ્લોકમાં વૈરાગ્ય વર્ણવ્યો છે તેમાં તેને અર્થ–પુરુષાર્થની સિદ્ધિ પ્રાપ્ત થઈ છે.
- ❖ ત્રીજા શ્લોકમાં ભગવદ્ દર્શની આતુરતા છે. તેમાંથી તેનો કામ–પુરુષાર્થ સિદ્ધ થાય છે. પ્રભુદર્શનની ઝંખના એ કામ દર્શન છે.
- ❖ ચોથા શ્લોકમાં સત્સંગની માગણી કરી છે. તેના દ્વારા મોક્ષ–પુરુષાર્થ સિદ્ધ થાય છે.

❖ ભગવાન સૌ કોઈને મુકિત આપે છે; પરંતુ ભકિત બહુ થોડાને આપે છે. દાનવોને પણ મુકિત આપી; પરંતુ ભકિત પ્રહ્લાદ, બલિ કે વૃત્રાસુર જેવા કોઈક વીરલાને જ આપી.

❖ ભગવાન ભકિત આપતા નથી કારણ કે ભકિત ભગવાનને પરવશ બનાવે છે.

❖ ભગવાન સર્વતંત્ર સ્વતંત્ર છે; પરંતુ ભકતને આધીન છે.

❖ પુત્રો ચાર પ્રકારના હોય છે. (૧) શત્રુપુત્ર–પૂર્વ જન્મનો વેરી (૨) ઋણાનુબંધી પુત્ર– પૂર્વનો લેણદાર (૩) ઉદાસીનપુત્ર – માબાપ સાથે બહુ લેવા દેવા નહિ. (૪) સેવકપુત્ર – માબાપની સેવા કરવા તત્પર. સેવકપુત્ર ઉત્તમ.

❖ જીવમાત્રને તેના કર્માનુસાર સંબંધ મળે છે. દેહ જીવે છે અને દેહ મરે છે. જીવ નિત્ય છે. કારણ કે તે ભગવાનનો અંશ છે.

❖ માનવ દેહ મળે છતાં આત્માને ન ઓળખે, પ્રભુને ન પિછાને તેનો માનવદેહ નિરર્થક છે.



## સ્કંધ : ૭ : ઊતિ લીલા

- ❖ વાસના ત્રણ પ્રકારની છે. સદ્, અસદ્ અને મિશ્ર.
- ❖ જીવને દેહમાં વસાવે તે વાસના.
- ❖ વાસના માણસને કર્મમાં પ્રવૃત્ત કરે છે.
- ❖ માણસ પોતાની પૂર્વ વાસનાનુસાર કર્મ કરે છે.
- ❖ માણસ પોતાના ચાલુ જન્મની વાસનાઓ દ્વારા પ્રેરિત થઈ નવાં કર્મોનો સંચય કરે છે.
- ❖ પૂર્વ જન્મનાં કર્મોનો સંચય એટલે પ્રારબ્ધ.
- ❖ માણસ પોતે જ પોતાના પ્રારબ્ધનો ઘડનાર બને છે.
- ❖ જેને પૂર્વની સદ્વાસના વળગી હોય તે માણસ પ્રભુની આપેલી બધી વસ્તુઓના વિનિયોગ શ્રીહરિ માટે કે સર્વ આત્માઓના સુખ માટે કરે છે.
- ❖ જેને અસદ્ વાસના વળગી હોય તે માણસ પ્રભુની આપેલી બધી વસ્તુઓનો દુરુપયોગ અન્યને પીડવા માટે કરે છે.
- ❖ મિશ્ર વાસનાવાળો માણસ તે બધી વસ્તુઓનો ઉપયોગ નિજ સ્વાર્થની સિદ્ધિ કે સ્વજનોના સુખ માટે કરે છે.
- ❖ મનને કૃષ્ણમાં પરોવશો તો કૃતાર્થ થશો.

❖ નિંદા, સ્તુતિ, માન, અપમાન દેહનાં થાય છે, આત્માના થતાં નથી. તો તેનાથી અકળાવુંનહિ.

❖ ભગવાન સાથે કોઈપણ પ્રકારનો પ્રેમ સંબંધ કે દ્વેષ સંબંધ રાખનાર જીવ કૃતાર્થ થાય છે.

❖ સ્નેહ કરતાં દ્વેષથી જીવ પ્રભુમાં વધુ તન્મય બને છે.

❖ ગોપીઓ કામથી, કંસ ભયથી, શિશુપાલ દ્વેષથી, યાદવો સંબંધથી, પાંડવો સ્નેહથી અને ભકતો ભગવાનમાં ચિત્ત પરોવીને ભગવાનને પામ્યા છે.

❖ ઈશ્વર ક્રિયા નથી કરતો, લીલા કરે છે. ક્રિયામાં કર્તૃત્વ રહેલું છે. ક્રિયા મન, તન, વાણી અને વર્તનથી થાય.

❖ ભાગવત ભગવાનની લીલાઓનું વર્ણન કરે છે. સર્ગ, વિસર્ગ, સ્થાન, પોષણ ઊતિ, મન્વંતર, ઈશાનુકથા, નિરોધ, મુકિત, આશ્રય. આ બધી લીલાઓ છે.

❖ નિષ્કામભાવે કર્તૃત્વની ભાવના છોડીને જે કરવામાં આવે તે લીલા.

❖ પ્રભુ જે કાંઈ કરે તે જીવના ભલા માટે જ કરે છે.

❖ પતિને પાપ કાર્ય કરતાં અટકાવે તે પત્ની. પતિને પુણ્યને રસ્તે ચડાવે તે પત્ની. પતિને ધર્મ અને મોક્ષને માર્ગે વાળે તે પત્ની.

❖ સંસારરૂપી કૂવામાં પડેલા જીવ માટે વિશ્વના મૂળરૂપ ભગવાનનું ચરણકમળ એ જ એકમાત્ર સાધન છે.

❖ ધનથી ભોગ મળી શકે, મોક્ષ ન મળે.

❖ કોઈના ઉપદેશથી જીવને ભકિત મળતી નથી. ભકિત આપ મેળે આવે છે, પ્રભુકૃપાથી મળે છે.

❖ જેને રાખે રામ તેનો કોઈ વાળ વાંકો કરી શકતું નથી.

❖ પ્રભુ સર્વત્ર છે. તેમને જોવા માટે અને તેમને પ્રસન્ન કરવાનું એક માત્ર સાધન કીર્તન છે. કીર્તનમાં તન્મય બની જવાથી જગત દેખાતું બંધ થશે. ભગવાન દેખાશે.

❖ કીર્તનમાં તાલ કરતાં પ્રેમની કિંમત ઘણી વધારે છે.

❖ દૃશ્ય સાથે નહિ દૃષ્ટા સાથે પ્રેમ કરો ઈશ્વર આપોઆપ મળશે.

❖ પ્રભુને મેળવવા માટેનાં બે સાધનો છે. ભગવદ્સેવા અને ભગવદ્સ્મરણ.

❖ સાચા સ્નેહ વગર હરિ સંતુષ્ટ થતાંનથી.

❖ ઈશ્વરે આ સુંદર સંસાર આપ્યો છે. જેમાં સૌ જીવો સુખી થાય તેવું તે ઈચ્છે છે. સુખ મિતાહારમાં છે. મર્યાદામાં રહીને ઉપભોગ કરનારને સુખ મળે છે;

પરંતુ જગતનાં સુખોમાં આસકત થઈ મર્યાદાનો ત્યાગ કરી જીવ એ સુખોને ભોગવવા મથે છે, તેથી તે દુ:ખી થાય છે.

- ❖ જીવનું સંસારના દુ:ખદાયી વિષયોમાં મન ખેંચાય તે માટે ઈશ્વરે નામામૃત અને કથામૃત સર્જ્યા છે.
- ❖ ભગવાનની સંપૂર્ણ પ્રેમથી પ્રાર્થના, સેવા, સ્તુતિ, વંદન, સ્મરણ અને કથાશ્રવણ એ છ સાધનો વડે ભકિત કરો તો ભગવાનના ચરણારવિંદમાં અવશ્ય સ્થાન મેળવી શકશો.
- ❖ પુત્ર સદાચારી હોય અને માતાપિતા દુરાચારી હોય તો પણ તેના માતાપિતાની સદ્‌ગતિ થાય છે. જો પુત્ર દુરાચારી હોય અને તેના માતાપિતા સદાચારી હોય તો પણ તેના માતાપિતાની દુર્ગતિ થાય છે.
- ❖ ભગવાન જેને મારે છે તેને તારે પણ છે. તેના મારવામાં પણ કૃપા છે.
- ❖ સુંદર શરીર મળ્યું હોય, સુંદર સ્ત્રી પ્રાપ્ત થઈ હોય, મેરૂ પર્વત જેટલું ધન એકઠું કર્યું હોય, કીર્તિ ચારે કોર ફેલાયેલી હોય, આ બધું હોવા છતાં પ્રભુના શ્રીચરણોમાં જો ચિત્ત ન ચોંટયું હોય તો આ બધાથી શું?

- ભવસાગર તરતાં શીખવે તે સાચી વિદ્યા.
- જે શબ્દો દ્વારા મનુષ્ય અધર્મનું આચરણ કરવાનું છોડે અને ધર્મ તરફ પ્રવૃત્ત થાય તે શબ્દો સત્ય જ હોય. સત્ય એ જ ઈશ્વર.
- ધર્મ મનુષ્યનો સાચો મિત્ર છે.
- સુખરૂપી પ્રકાશમાં માણસનો પડછાયો તેની સાથેરહે છે; પરંતુ દુઃખરૂપી અંધકારમાં પ્રકાશ પણ સાથ દેતો નથી.
- જો માનવે સુખના સમયે ધર્મને પોતાનો મિત્ર બનાવ્યો હોય તો દારુણ દુઃખમાં પણ ધર્મ મનુષ્યનો સાથ છોડતો નથી. તેથી ધન નહિ પણ ધર્મ સુખનું સાચું સાધન છે.
- ધર્મ એ ફરજ છે, અધિકાર નથી. ધર્મનું આચરણ કરવું એટલે પોતાની ફરજોનું પાલન કરવું.
- વર્ણાશ્રમના ધર્મ અલગ હશે પરંતુ સામાન્ય ધર્મો તો સૌના સરખા છે.
- સત્યનું આચરણ, દયા, પવિત્રતા, તપશ્ચર્યા, સહન–શીલતા, અહિંસા, બ્રહ્મચર્ય, ત્યાગ, સ્વાધ્યાય, સંતોષ, સર્વાત્મભાવ, કથાશ્રવણ, કીર્તન, સેવા સ્મરણ, દાસ્ય, સખ્ય, આત્મ સમર્પણ વગેરે સામાન્ય ધર્મો છે.
- પ્રભુ જે સમયે જે આપે તેનાથી સંતોષ માનવો.

❖ સત્યના માર્ગે ચાલવું એ તલવારની ધાર પર ચાલવા જેવું છે.

❖ કળિકાળમાં દયા વિવેકથી અને પાત્ર જોઈને કરવી.

❖ ગૃહસ્થ ધર્મ શ્રેષ્ઠ છે. ગૃહસ્થને આંગણે તો સંન્યાસીને પણ આવવું પડે છે. ગૃહસ્થનો ધર્મ છે સંતસમાગમ.

❖ ધર્મથી મેળવેલું ધન પ્રભુને અંગીકાર કરાવવું એટલે દાન.

## સ્કંધ : ૮ : મન્વંતર લીલા

❖ વાસનાનો વિનાશ થાય ત્યારે બ્રહ્મભાવ જાગે.

❖ વાસનાના વિનાશના ચાર ઉપાય છે.

✦ આપત્તિમાં ભગવદ્દસ્મરણ. ✦ સંપત્તિમાં સર્વસ્વ દાન. ✦ વિપત્તિમાં વચનપાલન. ✦ સર્વાવસ્થામાં શરણાગતિ.

❖ વાસનાને પ્રભુ માર્ગે વાળવાથી તે ભક્તિ બની જાય છે.

❖ જો બે દેહના મિલનથી આનંદ મળતો હોય તો જીવ અને ઈશ્વરના મિલનથી કેવો અલૌકિક આનંદ થાય ! એ આનંદ દિવ્ય છે.

❖ જીવમાત્ર ગજ એટલે હાથી છે. તે કામી છે. કામથી બુદ્ધિ જડ થાય છે.

- ❖ કામી દેખતી આંખે અંધ સમાન છે.
- ❖ સંસારરૂપી સરોવરમાં કામસુખ ભોગવનારને કાળરૂપી મગર પકડે છે.
- ❖ માણસ એમ સમજે છે કે તે કામને ભોગવે છે, વસ્તુતઃ કામ મનુષ્યને ભોગવે છે.
- ❖ કાળના આગમનથી જે જીવ ગભરાયા વિના પ્રભુસ્મરણ કરે છે તે માણસ કાળના મુખમાંથી બચી જાય છે.
- ❖ ઈશ્વરના આધાર વગરનો જીવ નિરાધાર જીવ છે. બીજા બધા આધારો નિર્બળ અને સ્વાર્થી છે. આપત્તિના સમયે અન્ય આધાર જીવને છોડીને ચાલ્યા જાય છે.
- ❖ ભગવાનને તુલસી, કમળ અને વંદન બહુ પ્રિય છે.
- ❖ કાળનો નાશ જ્ઞાનચક્રથી થાય છે.
- ❖ સંસાર સમુદ્ર છે. સમુદ્રમંથન એ જીવનનું મંથન છે. સંસારરૂપી સમુદ્રનું મંથન કરી માનવે જ્ઞાન અને ભકિતરૂપી અમૃત મેળવવાનું છે.
- ❖ બીજાના કલ્યાણ માટે પોતે દુઃખ સહન કરે તે શિવ.
- ❖ પોતાના સુખ માટે બીજાને દુઃખી કરે તે જીવ.
- ❖ પવિત્ર ગૃહસ્થાશ્રમી પ્રભુને પુત્રરૂપે મેળવી શકે છે.

- ❖ કામવૃત્તિથી રામ ન મળે. જ્યાં કામ હોય ત્યાં રામ ન હોય. કામ છોડશો તો રામને પામશો.
- ❖ દેહના સૌંદર્યને નહિ આત્માના સૌંદર્યને જોતાં અને ઓળખતાં શીખો.
- ❖ બ્રહ્મજ્ઞાની પુરુષો આત્માને ઓળખે છે, આત્માને જુએ છે. ચમાર દેહ અને ચામડીને જુએ છે.
- ❖ પરમાત્મા મનુષ્યની કૃતિ જુએ છે; જીવાત્મા આકૃતિ જુએ છે. વસ્તુનો ગુણ જુઓ આકાર નહિ.
- ❖ કામથી બચવાનો એક માત્ર સચોટ ઈલાજ છે, રામનું નામ લેવું. 'जहाँ राम वहाँ नहीं काम।'
- ❖ તર્કથી ભગવાનને કદી ઓળખી શકાતા નથી. ભગવાનને બુદ્ધિથી નહિ હૃદયથી ઓળખી શકાય છે.
- ❖ ભગવાન માગીને લે તેનું નામ અનુગ્રહ.
- ❖ માગનારે એટલું માગવું જોઈએ જેટલાની જરૂર હોય.
- ❖ લાભ માટે માગનાર લોભી ગણાય જરૂરિયાત પૂરતું માગનાર સંતોષી કહેવાય.
- ❖ માતાપિતાએ વૃદ્ધાવસ્થામાં દુઃખી ન થવું હોય તો તેમણે પોતાના નિર્વાહ પૂરતું ધન રાખવું. તેની લાલચે કદાચ સંતાનો તેમની સેવા કરે.

❖ અસત્યથી મોટો કોઈ અધર્મ નથી.

❖ આત્મનિવેદનમાં દાનની ભાવના હોતી નથી. તેમાં સ્નેહપૂર્વકનું સમર્પણ હોય છે.

❖ ભગવાન જે ભકતને પોતાનો બનાવવા માગે છે તેને પારકો મટાડવા તેનું સર્વસ્વ લઈ લે છે.

❖ કુલીનતા, સત્કર્મ, યૌવન, સૌંદર્ય, સદ્વિદ્યા, સત્તા અને સંપત્તિ આ બધી વસ્તુઓ મળતાં જો ભકત મદોન્મત્ત ન બને તો ભગવાન તે ભકતને પોતાનો બનાવી લે છે.

❖ લક્ષ્મીજીને હંમેશાં બહેન કે માતા તરીકે રાખજો. લક્ષ્મીજીનો ઉપયોગ સ્વચ્છંદે ન કરશો. લક્ષ્મીપતિ નહિ લક્ષ્મીદાસ બનીને રહેજો.

❖ ભગવાન તો નિર્ગુણ નિરાકાર છે; પરંતુ ભકતો માટે સગુણ સાકાર રૂપ તેઓ ધારણ કરે છે.

❖ જે સમયે જે રૂપ ધારણ કરી ભકત પર અનુગ્રહ કરી તે સમયે તે રૂપ તેઓ ધારણ કરે છે.



## સ્કંધ : ૯ : ઈશાનુકથા

- ❖ પ્રભુમાં પ્રીતિ થાય એટલે શરણાગતિભાવ જાગે. શ્રીકૃષ્ણ જ મારું સર્વસ્વ છે, તે જ મારા સ્વામી છે, હું મારું સર્વસ્વ અર્પણ કરી કૃતાર્થ બનું એવી ભાવના દૃઢ થાય અને તેનાથી ભક્તિ વધે.
- ❖ દુ:ખ હરે તે હરિ અને સુખ આપે તે ઈશ.
- ❖ જ્યાં સુધી જીવમાં સૂક્ષ્મરૂપે પણ વાસના રહે ત્યાં સુધી તેને સ્વરૂપ દર્શન ન થાય.
- ❖ પ્રભુ પ્રત્યેની વાસના એ જ ભક્તિ.
- ❖ ગોપીભાવ શુદ્ધ ભક્તિનું ઉત્કૃષ્ટ સ્વરૂપ છે.
- ❖ જીવ ને ઈશ્વરનું વાસનારહિત મિલન એટલે રાસલીલા.
- ❖ કૃષ્ણ સ્વયં કામના પિતા છે અને ગોપીઓ શુદ્ધ બુદ્ધ જીવ છે. રાસલીલામાં કામનો અંશ પણ નથી.
- ❖ રાસલીલામાં કામ નથી; કેવળ સ્વરૂપાનંદ છે.
- ❖ કામરૂપી રાવણને મારવા રામનું શરણ ગ્રહણ કરો.
- ❖ શ્રીરામની મર્યાદાનું પાલન કરો. મર્યાદાપાલનમાં જે આનંદ છે તેવો આનંદ અન્ય રીતે જીવવામાં નથી.
- ❖ સેવા શબ્દ 'દાસત્વ'નો સૂચક છે.

- ❖ રામનું ચરિત્ર અનુકરણીય છે, કૃષ્ણનું ચરિત્ર ચિંતનીય છે. રામજી જે કરે તે કરો; કૃષ્ણ જે કહે તે કરો.
- ❖ તનુજા અને વિત્તજા સેવા અવશ્ય કરવી; પરંતુ તેને માત્ર સાધન રૂપ ગણી, તેના દ્વારા માનસી સેવા તરફ ગતિ કરનાર ભકત ભગવાનનો સાચો ભકત બને છે.
- ❖ તન અને મનથી જે સેવા કરો તેને મનની સેવા વડે નિયંત્રિત બનાવો.
- ❖ સેવા એટલે ચિત્તને ભગવાનમાં પરોવી રાખવું.
- ❖ મન ભગવાનમાં મગન બને તેનું નામ સેવા.
- ❖ બીજા દ્વારા પોતાના સ્વામીની સેવા કરાવનાર દાસ પોતાનો દાસધર્મ ચૂકે છે.
- ❖ ભકતને કદી ભય ન હોય અને હોય તો એકમાત્ર પોતાના ભગવાનની અપ્રસન્નતાનો.
- ❖ સુદર્શનના તાપથી બચવા છેવટે વૈકુંઠપતિ પાસે ગયેલા દુર્વાસાને ભગવાને કહે છે, 'હું ભકતોને આધીન છું. સહેજ પણ સ્વતંત્ર નથી. મારા સીધા સાદા સરળ હૃદયના ભકતોએ મારું હૃદય પકડી રાખ્યું છે. મારા ભકતો મને પ્રેમ કરે છે અને હું મારા ભકતોને પ્રેમ કરું છું.'
- ❖ વેદાદિ શાસ્ત્રો કહે છે– 'ભગવાન સર્વતંત્ર, સ્વતંત્ર છે.

એવા એ સ્વતંત્ર, સર્વ સમર્થ ભગવાનને સત્તા, સંપત્તિ, સામર્થ્ય કે અન્ય કોઈ સાધન વડે વશ કરી શકાતા નથી.'

- ❖ બ્રહ્મસૂત્રો કહે છે– 'પ્રભુ વિરુદ્ધ ધર્માશ્રયી છે. તે નિરાકાર છે અને સાકાર પણ છે. તે નિર્ગુણ છે અને સગુણ પણ છે. તે સ્વતંત્ર છે અને પરતંત્ર પણ છે.
- ❖ ભગવાન દુર્વાસાને કહે છે, 'પ્રાણ (દેહ, ઈન્દ્રિય, અંતઃકરણ) ઉપરાંત પત્ની, ઘર, પુત્ર, સ્વજન, વિત્ત, આલોક અને પરલોક આ બધું મને સમર્પીને મારે શરણે આવનાર અને મને આત્મનિવેદન કરનાર મારા ભકતનો હું કદી ત્યાગ કરતો નથી. મારામાં પ્રેમવાળા મારા ભકતો મને વશ કરે છે; હું પરવશ બની જાઉં છું; મારી સ્વતંત્રતા જતી રહે છે.
- ❖ તપ અને વિદ્યા ઉત્તમ છે; પરંતુ તેને વિનય અને વિવેકનો સાથ હોવો જોઈએ.
- ❖ ભગવાનને જ્ઞાનથી વશ કરી શકાતા નથી. તેઓ ભકિતથી પરતંત્ર બની ભકતોને આધીન થાય છે.
- ❖ જ્ઞાનીઓ બ્રહ્મનો અનુભવ કરી શકે છે; પરંતુ તેને પરતંત્ર બનાવી શકતા નથી.
- ❖ ભકિત માતા છે. જ્ઞાન અને વૈરાગ્ય તેના પુત્રો છે.

- ❖ સઘળું ભુલાય ત્યારે જ ભગવદ્ દર્શનનો આનંદ આવે.
- ❖ ઈશ્વરના સાક્ષાત્કાર પછી વેદના જ્ઞાનની જરૂર નથી.
- ❖ બ્રહ્મની શોધમાં ભટકતા જીવનો આરામ આ રામ છે.
- ❖ શ્રીરામની મર્યાદાઓનું પાલન કરનારના તન, મન અને અંતઃકરણને આરામ મળે છે.
- ❖ રામ પરમ આત્મા છે. ભરતજી વૈરાગ્ય, લક્ષ્મણજી વિવેક અને શત્રુઘ્ન સદ્વિચારનું મૂર્ત સ્વરૂપ છે.
- ❖ રામજીની સેવા ચંદન અને પુષ્પોથી નહિ તેમની આજ્ઞાઓ અને મર્યાદાના પાલનથી થાય છે.
- ❖ સંયોગના આનંદ કરતાં પણ વિરહનો આનંદ શ્રેષ્ઠ છે.
- ❖ જેના દર્શન માત્રથી જ સ્વભાવ સુધરે તે ઈશ્વર.
- ❖ સુખ અને દુઃખ આપનાર અન્ય કોઈ નથી. આ સૃષ્ટિ કર્મના આધારે રહેલી છે.
- ❖ જ્ઞાની પુરુષો પોતાનાં સુખદુઃખ માટે પોતાના સિવાય બીજા કોઈને જવાબદાર ગણતા નથી.
- ❖ અહમ્ અને અસૂયા પ્રભુને ગમતાં નથી. દીનતા અને શરણાગતિભાવ પ્રભુને ભકતાધીન બનાવે છે.
- ❖ ભવસાગર પાર કરવા રામની કૃપા જોઈએ.

- સુખ કે દુઃખના સમયે સીતારામના ચરણમાં ચિત્ત ચોટાડીને સ્મરણ કરવું એ જ સુખદુઃખના દ્વન્દ્વમાંથી મુકત થવાનો એકમાત્ર સર્વોત્તમ ઈલાજ છે.
- જીવમાત્રનું ચિત્ત એ જ ચિત્રકૂટ છે.
- જે જીવ ઉપર રામની કૃપા હોય તેને માટે ગોપદ સિંધુ અનલ સુખદાયી બની રહે છે.
- પથ્થર જેવા કોરા અને કઠોર હૃદયનો માણસ પણ જો રામનુંનામ લે તો તે તરે, ભવસાગર પાર ઉતરે.
- જે સ્થળે સાધુ (સજ્જન) પુરુષ વસે તે સ્થળનો વિનાશ કદી ન થાય.
- ભકત અને ભગવાન એક છે કોઈ કોઈને આધીન નથી.
- વિષયો ભોગવવાથી કામવાસના કદાપિ શાંત થતી નથી. અગ્નિમાં ઘીની આહુતિ આપવાથી તે વધારે ઉગ્ર બને છે તેમ ભોગવાસના ભોગવવાથી તે વધુ તીવ્ર બને છે.
- ઉપભોગની વાસના શાંત થતી નથી. ભોગ રોગને નોતરે છે. તેનાથી તન, મન અને ધનનો નાશ થાય છે. માટે સાધુ (સજ્જન) પુરુષે સંયમશીલ રહેવું જોઈએ.



## સ્કંધ : ૧૦ : નિરોધ લીલા

- ❖ ભગવાનમાં ભકતની પૂર્ણ આસકિત એટલે નિરોધ.
- ❖ ભગવાનની લીલાઓ ભકતોની આસકિતને ભગવદ્ સ્વરૂપમાં દૃઢતા કરાવે છે.
- ❖ ભગવાન પોતાના ભકતોનાં મન, ઈંદ્રિયો, પ્રાણ અને અંતઃકરણને પોતામાં રોકી અને જગતના તમામ પદાર્થોમાંથી તેમની વિસ્મૃતિ કરાવવા લીલાઓ કરે છે.
- ❖ ભગવાનની લીલાના સ્મરણથી જગતનું વિસ્મરણ અને ભગવાનમાં આસકિત થાય છે, જેને નિરોધ કહે છે. તેને સાધવા જગતને ભૂલવું પડે.
- ❖ વિશ્વની વિસ્મૃતિ સાથે ભગવાનની અખંડ સ્મૃતિની સ્થિતિ સદાકાળ બની રહે તેનું નામ નિરોધ.
- ❖ પ્રપંચની વિસ્મૃતિપૂર્વક ભગવદાસકિત એ નિરોધનું મુખ્ય લક્ષણ છે.
- ❖ પ્રપંચ એટલે આપણી આસપાસ વિસ્તાર પામેલું જગત.
- ❖ જગત પ્રત્યેની આસકિત મનમાંથી કાઢી તેમાં ભગવદા– સકિત ભરી દેવાની છે.
- ❖ અશકયને સહજ શકય બનાવે તે ભગવાન.

- ❖ સાધનથી જે ફળ મળે તેમાં સાધનની મહત્તા દેખાય, પ્રભુકૃપા ન દેખાય.
- ❖ ભગવાન નિઃસાધન જીવોનો ઉદ્ધાર કરવા પ્રગટ થઈ લીલાઓ કરે છે અને ભકતોનાં મનને વશ કરી લે છે.
- ❖ ભકતને ભગવાન સિવાય બીજું કાંઈ ન દેખાય ત્યારે ભગવાનને પણ ભકત સિવાય બીજું કાંઈ દેખાતું નથી. આ પૂર્ણ નિરોધની સ્થિતિ છે.
- ❖ ભકતોના નિરોધ માટે ભગવાન પંચધા (પાંચ પ્રકારની) લીલા કરે છે. (૧) ચતુર્વ્યૂહ સહિત અવતાર લે છે. (૨) તામસી લીલા (૩) રાજસ લીલા (૪) સાત્વિકી લીલા અને (૫) ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય છ ગુણોને પ્રગટ કરતી લીલા કરે છે.
- ❖ ભગવાનના પ્રાગટ્યનો હેતુ ભકતોનું દુઃખ દૂર કરી તેમને રસાનંદ, પૂર્ણાનંદ અનુભવ કરાવવાનો છે.
- ❖ પુષ્ટિમાં ધર્મની મર્યાદા તોડવામાં આવતી નથી.
- ❖ પ્રભુની સર્વ શકિતમતાનો પરિચય કરાવે તે પુષ્ટિ.
- ❖ ભગવાન પણ શાસ્ત્રની મર્યાદાનું પાલન કરે છે.
- ❖ જે ભકતોનો નિરોધ પ્રભુ કરવા માગે છે તે ભકતોના દોષો તે દૂર કરે છે.

- ❖ મનના આસુરી ભાવોનો નાશ થાય તો મન શુદ્ધ થાય.
- ❖ જ્ઞાનીઓ મરણને ટાળવાનો પ્રયત્ન કરતા નથી તેઓ મરણને સુધારવાનો પ્રયત્ન કરે છે.
- ❖ ભગવાન પોતાની ઈચ્છામાત્રથી બધું કરી શકે છે; પરંતુ તેઓ પોતાની શકિત, યોગમાયા દ્વારા બધું કરાવે છે. પોતે કાંઈ પણ ન કરતા હોય તેવું બતાવે છે. પ્રભુને કર્તૃત્વ ન હોય.
- ❖ ભગવાનને માથે રાખે તેનાં મોક્ષનાં દ્વાર ખુલી જાય છે.
- ❖ બ્રહ્મસંબંધ થતાં જગતનાં બધા બંધન તૂટી જાય છે.
- ❖ માયાના સંબંધથી બંધનની બેડીઓ આવે છે.
- ❖ માયાને કોઈ પકડી શકતું નથી.
- ❖ જે સૌને આનંદ આપે તે નંદ અને યશ આપે તે યશોદા. આવા માબાપને ઘેર જ પરમાનંદ પ્રગટે.
- ❖ તન અને મનને ભુલાવી દેતો આનંદ એટલે ઉત્સવ.
- ❖ દેહભાન રહે ત્યાં સુધી દેહના ધર્મો અને જ્ઞાન રહે ત્યાં સુધી જ્ઞાન ગાંભીર્ય રહે છે. દેહભાન છૂટે, જ્ઞાનની વિસ્મૃતિ થાય એટલે દેહના ધર્મો અને જ્ઞાનીનું જ્ઞાન છુપાઈ જાય. નિર્મળ આનંદની અભિવ્યકિત થાય.

❖ ભગવદાવેશમાં કોઈને ભય હોતો નથી.

❖ મન મસ્ત બની નાચી ન ઊઠે ત્યાં સુધી મહોત્સવ ન મનાવાય. દેહ ધર્મ ભુલાય ત્યારે ઉત્સવ ઉજવાય.

❖ અવિદ્યા, અજ્ઞાન અને વાસના સ્વભાવે દુષ્ટ છે; પરંતુ આકર્ષક છે. તેમનું આકર્ષણ સૌ કોઈને થાય છે.

❖ ગમે તેવી આપત્તિ પણ પ્રપત્તિ વડે દૂર થાય છે.

❖ માણસની આકૃતિ નહિ કૃતિ સારી હોવી જોઈએ.

❖ પ્રભુ જેને પોતાની આંખ આપે તેનું હૃદય મલિન હોય તો પણ નિર્મળ બની જાય.

❖ રામના નામે પથ્થર તરે પણ રામ પથ્થર મૂકે તે ન તરે. રામ જેને તરછોડે તેનો કદી ઉદ્ધાર ન થાય.

❖ વ્યવહાર કરવો તે ખોટો નથી; પરંતુ વ્યવહાર કરતાં કરતાં ભગવાનને ભૂલી જવા તે ખોટું છે.

❖ ભગવાનને યાદ રાખી વ્યવહાર કરવો તેનું નામ અર્થ અને કામ પુરુષાર્થની પ્રાપ્તિ.

❖ સંસારી લોકો ભગવાનની કે ભગવાનની વિભૂતિઓની વાત સાંભળતા નથી તેથી તેઓ દુઃખી થાય છે.

❖ ઈશ્વરના પ્રેમમાં જીવે તે સંન્યાસી.

❖ ધર્મ, અર્થ અને અર્થથી કામ સિદ્ધ થાય છે. તેથી ધર્મનું આચરણ કરવું જોઈએ.

❖ ભગવાન અનુગ્રહ કરે ત્યારે ઈંદ્રિયોના રસો ઢોળાઈ જાય છે. ભગવાન પોતે રસરૂપ છે. અન્ય રસો ઢોળાઈ જાય ત્યારે રસરૂપ ભગવાનનો ભકિતરસ પમાય.

❖ ઠાકોરજીની સેવા જાતે કરો. નોકરો દ્વારા કરાવેલી સેવામાં પુટ આવતો નથી.

❖ આપણો આ સંસાર એક ગોળી સમાન છે. સંસારના વિષયો દહીં જેવા છે. આપણને તેમાં મીઠાશ લાગે પણ તેમાં ખટાશ છે. સંસારના વિષયોનું વિવેકરૂપી વલણોથી મંથન કરે, તેને ભકિતરૂપી માખણ મળે.

❖ ભગવદ્ સેવા કરતાં પરસેવો વળે તો તેનું નામ સેવા.

❖ આપણે ત્યાં પૈસા માટે પરસેવો પાડનાર ઘણા છે; પરંતુ પરમાત્મા માટે પરસેવો પાડનાર ઘણા ઓછા છે.

❖ જીવ અને બ્રહ્મનું મિલન થાય તેવે સમયે જો સાંસારિક વાસના પ્રબળ બને તો મિલન વિધ્નરૂપ બને છે.

❖ ભકત નિઃસાધન બને તો પ્રભુ કૃપા કરી તેને મળે.

❖ જીવ અહંતા અને મમતા છોડે અને તેનામાં દૈન્યભાવ આવે એટલે ભગવાન તેની પાસે આવી જાય.

❖ ભગવાનને બાંધવા હોય તો અહંતા, મમતા છોડવી પડે. તમારા પ્રેમની દોરીથી બાંધશો તો જરૂર બંધાશે.

❖ ઈશ્વર કૃપા કરે તો જીવ તેને બાંધી શકે.

❖ ભગવાન ભકતના આગ્રહને વશ થાય છે.

❖ ભકતના આગ્રહનું રક્ષણ કરવા પોતાના આગ્રહને છોડે તે ભગવાન.

❖ જ્ઞાનીઓ પોતાના જ્ઞાનના પ્રભાવે પરમાત્માનાં દર્શન કરી શકે પણ પરમાત્માને બાંધી શકે નહિ.

❖ તપસ્વીઓ તપના પ્રભાવે ભગવાનને મેળવી શકે; પરંતુ બાંધી શકે નહિ. વિશુદ્ધ ભકિત જ તેને બાંધી શકે.

❖ ભગવાન જે કોઈ માગે તેને મુકિત આપે છે પણ અનન્ય ભકિત આપતો નથી. ભકિત આપે તો તેને બંધાવું પડે.

❖ સંપત્તિનો જ્યારે અતિરેક થાય ત્યારે ત્રણ દુર્ગુણો આવે છે. જુગાર, વ્યભિચાર અને માંસ મદિરાનું સેવન. સંપત્તિ આવે એટલે સદ્‌વર્તન દૂર ઠેલાય.

❖ માનવ શરીર પ્રભુની સેવા કરવા માટે છે. સ્વચ્છંદ વિહાર કરવા માટે નથી.

❖ પ્રભુ જેનો ઉદ્ધાર કરવા માગે તેને કૃપા કરીને કોઈ ભગવદીયનો સંગ આપે છે.

- ❖ વ્યસન રાખવું તો વાસુદેવનું રાખવું.
- ❖ અહંકાર કરવો હોય તો 'કનૈયા જેવો સમર્થ ધણી મારે માથે બિરાજે છે' એ બાબતનો અહંકાર કરવો.
- ❖ તૃષ્ણા રાખવી હોય તો કૃષ્ણદર્શનની રાખો.
- ❖ જીવનું રસાત્મક ઈશ્વરમાં અભિન્નભાવ સાથે મિલન થાય તેનું નામ રાસ.
- ❖ જેના માથા ઉપર ભગવાનનું ચરણચિહ્ન હોય તેને કાળ કરાળ પણ ન કનડે.
- ❖ પતિને પરમાત્મા પાસે લઈ જાય, તેની પાસે સત્કર્મ કરાવે તે સાચી પત્ની. પતિને ભોગવિલાસમાં ડૂબાડે, મોજશોખમાં પ્રેરે તે પત્ની પતિની દુશ્મન છે.
- ❖ દૃષ્ટા, દૃશ્ય અને દર્શન ત્રણે એક થાય તેનું નામ એકાગ્રતા, તન્મયતા.
- ❖ ભગવદ્ કૃપા વગર શાસ્ત્રનો મર્મ સમજવો મુશ્કેલ છે.
- ❖ ભકિત ને જ્ઞાનને વધારતી લીલા એટલે ગોવર્ધન લીલા.
- ❖ ભકિત અને જ્ઞાન વધે એટલે જીવનું ઈશ્વર સાથે મિલન થાય, તેનું નામ રાસલીલા.
- ❖ ગોપાળ એટલે ઈન્દ્રિયોને પાળનાર.

❖ ગો એટલે ઈન્દ્રિયો, ઈન્દ્રિયોનું વર્ધન એટલે કે ઈન્દ્રિયોની દૃઢતા. જે ત્યાગથી થાય છે ભોગથી નહિ.

❖ ઈંદ્રિયોને ભોગના માર્ગે જતાં અટકાવી ત્યાગના માર્ગે લઈ જવી તેનું નામ ગોવર્ધન લીલા.

❖ પૂજ્ય અને પૂજક, સેવા અને સેવક એક બને ત્યારે તેના પરિણામ સ્વરૂપે પ્રભુ('રાસ')ની પ્રાપ્તિ થાય.

❖ ગુરુ તે છે જે જીવનો પરમાત્મા સાથે સંબંધ જોડી આપે.

❖ જીવમાત્ર ગોપી અને પરમાત્મા સાથે તેમનું મિલન એટલે રાસલીલા.

❖ ગોપી એટલે શુદ્ધાત્મા. શુદ્ધ ભાવ.

❖ રાસલીલા કામલીલા નહિ; પરંતુ કામવિજય લીલા છે.

❖ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર આ છ માનવના અંતઃશત્રુ છે. તેમાં સૌથી પ્રબળ દુશ્મન કામ છે. કામને જીતવો દુષ્કર છે.

❖ રાસલીલા કામનો પરાભવ કરનારી લીલા છે.

❖ કામને મોહ પમાડે તે મદનમોહન.

❖ રાસલીલા અનુકરણીય નહિ, ચિંતનીય છે. તેના ચિંતન માત્રથી કામનો નાશ થાય છે.

❖ રાસલીલા બ્રહ્માનંદના અનુભવરૂપ સ્વરૂપાનંદના અનુ–ભવની કથા છે.

❖ રાસલીલાના શ્રવણથી મનના સઘળા રોગ અને દોષ નાશ પામે છે.

❖ ગોપીઓના મનની તન્મયતા પ્રભુમિલન માટે જેવી હતી તેવી આતુરતા આપણે કેળવવી જોઈએ.

❖ પાણીમાં ડૂબતા માણસને બહાર નીકળવાનો અને પ્રાણવાયુ મેળવવાનો જેટલો તલસાટ હોય તેવો જ તલસાટ ઈશ્વર મેળવવાનો હોવો જોઈએ.

❖ સાંસારિક સુખોનો મનથી ત્યાગ કરી કૃષ્ણમિલન માટે આતુર બને તે ગોપી.

❖ સંસારમાં રહી, સાંસારિક સુખ ભોગવવા છતાં સાંસારિક સુખોમાં જે આસકત થતા નથી તે વિરલા જ ભાગ્યશાળી છે.

❖ સાંસારિક સુખોનાં બાહ્ય બધા સાધનો ધરાવતા લક્ષ્મીનંદનો ભાગ્યશાળી ન કહી શકાય.

❖ સંસારમાં રહેવા છતાં પણ જેનું મન શાંતિ અનુભવે છે તે ભાગ્યશાળી છે.

❖ જે જીવ સહજાનંદ ઈશ્વરને મળવા માટે અતિ વ્યાકુળ હોય તે જીવ ભાગ્યશાળી છે.

❖ ત્યાગ કરો તો પ્રભુપ્રેમમાં વિહ્વળ બની દેહાધ્યાસ ભૂલી મનથી ત્યાગ કરો.

❖ બહારથી સંસાર છોડશો; પરંતુ મનમાં તેનું રટણ કરશો તો તે ત્યાગ સફળ નહીં થાય.

❖ અધરામૃત એટલે જે પૃથ્વીનું અમૃત નથી તે. અધરામૃત એટલે જ્ઞાનામૃત અને પ્રેમામૃત.

❖ જીવની આકરી કસોટી કરીને જ કૃષ્ણ તેને સ્વીકારે છે.

❖ રાસલીલામાં કામની ગંધમાત્ર નથી. તેમાં સ્ત્રીપુરુષ ભેદ નથી. તે તો જીવ અને ઈશ્વરનું મિલન છે.

❖ ભકત જયારે નિષ્કામ અને નિરાભિમાની બને છે ત્યારે ઈશ્વર મિલનનો અધિકારી બને છે.

❖ ઈશ્વરનું અંતર્ધાન થવું એટલે ઈશ્વર સર્વવ્યાપી હોવાથી જે સ્થાને હોવા છતાં જીવને પોતાના અહં આદિ દોષોને કારણે ન દેખાવું.

❖ ઈશ્વર તો સદા હ્દયમાં બિરાજમાન છે; પરંતુ આપણી બહિર્મુખી પ્રવૃત્તિઓ અને દૃષ્ટિને કારણે આપણે તેને જોઈ કે પામી શકતા નથી.

❖ અભિમાની જીવ હમેશાં અહંથી અદ્ધર લટકતો રહે છે અને પછી કોઈ આધાર ન રહેતાં તેનો ફેંકાઈ કે પટકાઈ જવાનો ભય રહે છે.

❖ આપણું આ શરીર વ્રજભૂમિ છે. તેમાં પ્રભુ પ્રગટ થાય તો તેની શોભા વધે પણ જો કેવળ વાસનાથી ભરેલું હોય તો તેની કોઈ કિંમત નથી.

❖ શરીરની શોભા વસ્ત્રો કે આભૂષણોથી નથી. તે તો ભગવદ્ ભકિતથી શોભે છે, ઓપે છે.

❖ મૂઢ શરીરના બાહ્ય સૌંદર્યથી અને જ્ઞાની આત્માના સૌંદર્ય તરફ આકર્ષાય છે.

❖ ઈશ્વરને શરણે જવું તે જીવનો ધર્મ છે. શરણાગત જીવને અપનાવી લેવો તે ઈશ્વરનો સાહજિક ગુણ છે.

❖ શ્રીકૃષ્ણ યશોદાપુત્ર નથી; પરંતુ બધા દેહધારીઓના અંતઃકરણના દૃષ્ટા છે. સર્વના અંતરમાં અંતર્યામીરૂપે રહેલા નારાયણ છે. બ્રહ્માજીની પ્રાર્થનાથી વિશ્વરક્ષા માટે યાદવકુળમાં જન્મ્યા છે. ભકતોના પ્રાણાધાર છે.

❖ કામસુખનો વિનાશ થાય ત્યારે જ ભગવાનનો વરદ્ હસ્ત ભકતના હૃદય અને મસ્તક પર પડે છે.

❖ હૃદયના અહંરૂપી વિષને ભગવાનના ચરણકમળનું હૃદયમાં ચિંતવન કરી દૂર કરી શકાય છે.

❖ જે ભકત મનમાં ભગવાનનું ધ્યાન, જીભપર સતત તેનું નામ અને હૃદયમાં તેનું સ્વરૂપ ધારણ કરી રાખે તેને ભગવાનનો કયારેય વિરહ થતો નથી. એટલે તેને પ્રાણ જવાનો ભય રહેતો નથી.

❖ ભકત કથામૃત વડે પોતાના પ્રાણને ટકાવી શકે છે.

❖ સ્ત્રી, પુત્ર, પતિ આદિ સ્નેહીજનોના મૃત્યુ પ્રસંગે અને દ્રવ્યની હાનિ થયાના પ્રસંગે લોકો આંસુઓની ધારા વહાવે છે; પરંતુ ઈશ્વરદર્શન ન થવાના દુઃખે આંસુ સારે તો બધાં પાસાં પાર પડે.

❖ સાધન અને સંપત્તિ વડે ભગવાન કદાપિ તુષ્ટ થતા નથી. ભકતોની દીનતા એ જ ભગવાનને પ્રસન્ન કરવાનું એક માત્ર સાધન છે.

❖ રાસલીલામાં રસરૂપ ભગવાનનું રસાત્મારૂપ ગોપીઓ સાથેનું મિલન છે.

❖ રાસલીલા એટલે ગોપીઓના આધ્યાત્મિક સૂક્ષ્મ શરીરનું ઈશ્વર સાથે મિલન.

❖ રાસલીલાના ચિંતવનથી કામવિકારનો નાશ થાય છે.

❖ મનુષ્યની આકૃતિ નહિ તેની કૃતિને જુઓ.

❖ કૃષ્ણકીર્તન બ્રહ્મસંબંધ ટકાવી રાખવાનો શ્રેષ્ઠ ઉપાય છે. સતત કૃષ્ણકીર્તનથી હૃદયમાં કૃષ્ણ વસી જાય છે અને જગતના અન્ય સંબંધો મનમાંથી ખસી જાય છે.

❖ મૃત્યુ જ્યારે પણ આવે ત્યારે હસતે મુખે તેનો સત્કાર કરવાની તૈયારી રાખો.

❖ સત્કર્મ કરશો તો પાપનો નાશ થશે અને પુણ્યનો ઉદય થશે જેથી મૃત્યુની બીક રહેશે નહિ.

❖ જીવના ભાવો શુદ્ધ હોય તો તેના પાપને પોતાની કૃપાથી બાળી જીવને અપનાવી લે છે.

❖ પવિત્ર વિચારો કરવા માત્રથી જ જીવન સુધરે છે.

❖ અભિમાન ન કરવું કારણ કે તે દુર્ગુણ છે પરંતુ કૃષ્ણના દાસત્વનું અભિમાન જરૂર કરવું.

❖ જગત મને માન આપે એવી ઈચ્છા ન કરશો.

❖ ઈશ્વર સાથે કોઈપણ પ્રકારે સંબંધ જોડો.

❖ પાગલ બનો તો પ્રભુ પાછળ બનો. પૈસા પાછળ પડશો તો કદાચ પૈસા મળશે પરંતુ પરમાત્માને ભૂલી જશો.

❖ ભગવાન તમને યાદ કરે તેવું કરો. તે તમને યાદ કરશે તો તમારાં ભવનાં બંધન તૂટી જશે.

❖ વિષયાનંદ હોય ત્યાં બ્રહ્માનંદ ન હોઈ શકે.

❖ બુદ્ધિના ત્રણ ભારે દોષો છે : કામ, ક્રોધ અને લોભ. પ્રભુને વંદન કરનારની બુદ્ધિમાંથી આ ત્રણે દોષો પ્રભુ કૃપાથી દૂર થાય છે.

❖ જ્ઞાન વગરની ભક્તિ આંધળી છે અને ભક્તિ વગરનું જ્ઞાન પાંગળું છે. ભક્તિ જ્ઞાનથી પુષ્ટ થાય છે અને જ્ઞાન ભક્તિ વડે પૂર્ણત્વ પામે છે.

❖ શુદ્ધ પ્રેમની સામે માનની કોઈ વિસાત નથી. પ્રેમ વગરનો આદર કપટપૂર્ણ છે. આદરની ભાવનાથી ઢંકાયેલો પ્રેમ અપૂર્ણ છે.

❖ ગુરુકૃપાથી મળેલું જ્ઞાન જ ફલિત થાય છે. સ્વપ્રયત્ને મેળવેલું જ્ઞાન અભિમાન લાવે છે.

❖ જ્ઞાન સાથે ભક્તિ ભળે તો અલૌકિક આનંદ મળે.

❖ આંખ વડે દુનિયાના પદાર્થોને ન જોઈ શકનાર મનુષ્ય આંધળો નથી; પરંતુ આંખો હોવા છતાં જેની આંખોમાં લોભ અને સ્વાર્થ ભરાઈ બેઠા છે તેવો મનુષ્ય અંધ છે.

- ❖ દુષ્ટ બુદ્ધિ આવે એટલે મનુષ્ય જ્ઞાનહીન, વિવેકહીન બની જાય છે.
- ❖ ગુણશીલયુકત પત્નીનો પતિ કદી પણ દુઃખી થતો નથી.
- ❖ ભગવાની નિંદા સાંભળશો નહિ. ભગવાનની થતી નિંદા અટકાવી ન શકો તો તે સ્થળેથી ખસી જજો.
- ❖ જીવનું સારી રીતે કલ્યાણ તો બ્રહ્મવિદ્યા જ કરી શકે.
- ❖ અદ્વૈતનું જ્ઞાન થવાથી જીવનું કલ્યાણ થાય અને તે જ્ઞાન કરાવવાનું કામ કરે તે બ્રહ્મવિદ્યા.
- ❖ માયા જગતના જીવોને વિષયોમાં અનુરકત બનાવે છે.
- ❖ માયા જીવને ઈશ્વરથી વિમુખ બનાવે છે.
- ❖ માયાને કારણે જીવ સ્ત્રીમાં, સંબંધીઓમાં, સંપત્તિમાં અને સંસારમાં પણ સુખ જુએ છે.
- ❖ વેદો પરમાત્માની સ્તુતિ કરે છે કે, ‘હે નાથ ! આપ માયાનાં બંધન દૂર કરી જીવને તેમાંથી મુકત કરો.’
- ❖ વેદો સગુણ નિર્ગુણ બ્રહ્મનું વર્ણન કરે છે. ઈશ્વર સાકાર છે અને નિરાકાર પણ છે. ઈશ્વર વિરુદ્ધ ધર્માશ્રયી છે. ઈશ્વર નિરાકાર છે એટલે કે તેને પ્રાકૃત આકાર નથી. ઈશ્વર નિર્ગુણ છે એટલે કે તેનામાં પ્રાકૃત ગુણો નથી. તે

અલૌકિક અને સગુણ બ્રહ્મ એક જ છે. ભકતની ભકિતને વશ થઈને નિર્ગુણ ભગવાન સગુણ બને છે. નિરાકાર ભગવાન આકાર ધારણ કરે છે.

- ❖ જ્ઞાન કરતાં ધ્યાન શ્રેષ્ઠ છે. માટે ઈશ્વરના કોઈપણ સાકાર સ્વરૂપનું ધ્યાન ધરો. તેનું વારંવાર ચિંતન, સ્મરણ અને દર્શન કરતા રહો. તેમ કરતાં તમારા મન અને હૃદયમાં એ મંગલમય સ્વરૂપ સ્થિર થઈ જશે.
- ❖ મનુષ્ય આ જગતના વિવિધ દૃશ્ય પદાર્થોને બ્રહ્મથી જુદા જુએ છે તેથી જન્મમરણના ફેરામાં પડે છે.
- ❖ જેઓ સર્વ પ્રાણીઓમાં ઈશ્વર જ છે, એવું જાણીને સેવાભકિત કરે છે તેઓ મૃત્યુપર વિજય મેળવે છે.
- ❖ જે ભગવદ સેવા કે ભકિત કરતા નથી તેઓ મહા સમર્થ પંડિત કે જ્ઞાની હોવા છતાં માયાના બંધનમાં પડે છે.
- ❖ ગમે તેવો વિદ્વાન હોય તો પણ સત્સંગ અને ભકિત વિના અધોગતિને પામે છે.
- ❖ ભગવાન જેના પર કૃપા કરે છે તેની પાસેથી તેનું ધન ધીરે ધીરે હરી લે છે. તેથી તે વૈરાગ્ય પામી ભગવદ્ પરાયણ બને છે અને આવા ભગવદ્ પરાયણ બનેલા ભકતોનો સંગ કરે છે તે જ ભગવાનની કૃપા.

- ❖ શ્રીહરિએ કરેલી શિક્ષા પણ તેમની કૃપા કે અનુકંપા રૂપ હોય છે.
- ❖ પુરુષોનો જે કાંઈ પુરુષાર્થ છે તેની સિદ્ધિ શ્રીકૃષ્ણની કૃપા વગર થતી નથી. (મનુષ્ય યત્ન–ઈશ્વરકૃપા)

## સ્કંધ : ૧૧ : મુક્તિ લીલા

- ❖ શ્રીકૃષ્ણની લીલાઓ અનંત છે. તેના ચિંતનથી શુદ્ધ થયેલું મન પ્રભુમાં પરોવાઈ જાય એનુંનામ જ મુકિત.
- ❖ મનુષ્યનું મન જ બંધન અને મોક્ષના કારણરૂપ છે.
- ❖ જીવને કોઈ બાંધતું નથી. તેને બાંધનાર જો કોઈ હોય તો અવિદ્યા અને અજ્ઞાનથી પ્રેરાયેલું તેનું મન જ છે.
- ❖ સંસારના વિષયો પ્રત્યેની આસકિત દૂર થાય અને પ્રભુ પ્રત્યે તેની આસકિત થાય એટલે જીવ મુકત થાય.
- ❖ મુકિત એટલે સંસારના વિષયો પ્રત્યેની આસકિતમાંથી મુકત થવું તે. વિરકિત વિના ભકિત થાય નહિ.
- ❖ મન જ્યારે સાંસારિક સુખોનું ચિંતન કરતું બંધ થાય ત્યારે વૈરાગ્ય કેળવાયો એમ કહેવાય.
- ❖ સંસારના પ્રત્યેક વિષય તરફ વૈરાગ્ય આવે એટલે ઈશ્વર પ્રત્યે ભકિતભાવ પ્રગટે.

❖ સત્ અને અસત્ (સાચું શું અને ખોટું શું?) એના વિચારની વિવેકબુદ્ધિના સદુપયોગથી વૈરાગ્ય આવે છે.

❖ વૈરાગ્ય આવતાં મનને સંસારના બધા સંબંધો, પદાર્થો આદિ દુ:ખરૂપ છે અને કેવળ પરમાત્મા જ સત્ છે, આનંદરૂપ છે એ સમજાઈ જાય છે.

❖ સંતોનો એક ક્ષણમાત્રનો સંગ પણ મનુષ્યને માટે ભવસાગર તરવા માટેની નૌકારૂપ બની જાય છે.

❖ જીવ અંશ છે. ભગવાન અંશી છે. તેનાથી તે જુદો પડયો છે તેથી સુખદુ:ખનો અનુભવ કરે છે. જ્યારે તે પરમાત્માનો દૃઢ આશ્રય ગ્રહણ કરે છે ત્યારે પરમાત્મા તેને અપનાવી લે છે અને તેને શાંતિ મળે છે.

❖ જીવે પોતાની બધી ક્રિયામાં પ્રભુનું અનુસંધાન રાખવું.

❖ દરેકમાં પરમાત્મા છે એમ માનીને વ્યવહાર કરે, તેનો એવો વ્યવહાર ભકિતરૂપ બની જાય છે.

❖ જડચેતન દરેકમાં એક જ તત્ત્વ વિલસી રહ્યું છે, એવું માનનાર જીવ કદી પાપ કરી શકતો નથી.

❖ જડચેતન બધુંજ ઈશ્વરમય છે અને પોતે પણ તેનો અંશ છે. એવું અનુભવવાથી મનુષ્યનું મન શાંતિ અનુભવે છે.

❖ જીવો તો પણ ભગવાનને માટે જીવજો.

❖ ભગવાનને મેળવવા માટે બે માર્ગ છે : એક ત્યાગનો બીજો સમર્પણનો માર્ગ. ત્યાગનો માર્ગ કપરો છે.

❖ જીવ સહેલાઈથી ઈંદ્રિયો, વિષયો અને મનની વાસનાઓનો ત્યાગ કરી શકતો નથી.

❖ વાસના, વિષયોને છોડી ન દેશો; પરંતુ તમારી સમગ્ર વાસનાઓ ભગવાનને સમર્પી દો.

❖ તમારી સમગ્ર સંપત્તિનો વિનિયોગ ભગવાનને કરાવી તેનો પ્રસાદ સમજી ઉપયોગ કરજો.

❖ જે ક્રિયા ભગવાનમય બની જાય તેનું નામ 'સમર્પણ.'

❖ શરીર, વાણી, મન, બુદ્ધિ પ્રકૃતિથી જે કાંઈ કરીએ તે પ્રભુને સમર્પણ કરીએ તો કર્મથી આપણે લોપાતાં નથી.

❖ કર્મ બંધનકારક ન રહેતાં આપણા જન્મમરણના ફેરા ટળી જાય છે.

❖ ભગવાનની માયા દુસ્તર છે. તેને તરવી મુશ્કેલ છે.

❖ જે જીવ ભગવાનને શરણે આવે છે તે ભગવાનની દુસ્તર માયાને પણ તરી જાય છે.

❖ ભગવાનની માયાને તરવાની ઈચ્છા રાખનારે સાચા સદ્‌ગુરુને શરણે જવું જરૂરી છે.

❖ પ્રભુની શરણાગતિ સહેલાઈથી મળતી નથી તે ગુરુકૃપા દ્વારા જ મળે છે.

❖ શ્રી વલ્લભાચાર્યજીએ સદ્ગુરુનાં પાંચ લક્ષણ જરૂરી માન્યા છે. (૧) કૃષ્ણસેવાપરાયણ (૨) તીક્ષ્ય અર્થાત્ દીર્ઘ દૃષ્ટા–શિષ્યનું ભલું શેમાં છે તે સમજાવી શકનાર (૩) દંભરહિત (૪) મનુષ્ય યોનિનો જીવ (૫) શ્રી ભાગવત્ તત્ત્વોનો જાણકાર.

❖ યોગ્ય સદ્ગુરુ ન મળવાના સંજોગોમાં 'કૃષ્ણંવંદે જગદ્ ગુરૂ' એ ભાવ વિચારી તેમને જગદ્ગુરુ સમજી, તેમનું ધ્યાન ધરી તેમની પાસેથી માર્ગદર્શન મેળવવું જોઈએ.

❖ કર્મ કરો, કર્મ કર્યા વગર ચાલી શકશે નહિ; પરંતુ કર્મમાં અકર્મને જુઓ. એટલે કે કર્મને ફરજ સમજીને તેનાથી ફળની આશા રાખ્યા વગર કર્મ કરો. પછી કર્મ, વિકર્મ અને અકર્મના સ્વરૂપને સમજવાની જરૂર નથી.

❖ નિષ્કામભાવે કર્મ કરનાર કર્મ કરતો હોવા છતાં તે કર્મ કરતો નથી.

❖ ભકિત વિહીન પુરુષો નરકમાં પડે છે.

❖ આ સંસાર અસત્ય છે. એકમાત્ર આત્મા જ સત્ય છે. માટે સંસારનો ત્યાગ કરી પરમાત્માને ભજો.

❖ કેવળ માનવ દેહથી જ પ્રભુભજન કરી દેહમુકત બની શકાય છે. જીવનો સાચો ગુરુ જીવ જ છે.

❖ દેહથી પ્રભુપ્રાપ્તિના ભકિત આદિ માર્ગોનું ચિંતન કરી જીવે જાતે જ પોતાના ઉપર કૃપા કરવાની છે.

❖ તારા દિલનો દીવો તુંથા. આત્મા જ આત્માનો ગુરુ છે.

❖ મનને ગુરુ કરવાથી સાચી શિક્ષા મળશે. માયાને કારણે જીવ પોતાના મનથી સુખ અને દુઃખની કલ્પના કરે છે પણ અંતરાત્મા તો સત્યનો જ સ્વીકાર કરે છે.

❖ સર્વ પદાર્થોમાં ઈશ્વરના દર્શન કરવા એ જ પરમાત્માને પ્રાપ્ત કરવાનો સરળ ઉપાય છે.

❖ મનુષ્યે ક્ષુદ્રમાં ક્ષુદ્ર જીવ પાસેથી પણ ઉપદેશ મેળવી લેતાં શીખી લેવું જોઈએ.

❖ સંસારના મોટા ભાગના લોકો કામ, ક્રોધ, લોભ આદિના દાવાનળમાં સળગી રહ્યા છે.

❖ સંસારની જડ વસ્તુઓમાં આનંદ નથી. તેમાંથી મન હટાવી સર્વમાં દૃષ્ટાંતરૂપ એવા આત્મસ્વરૂપમાં દૃષ્ટિને સ્થિર કરીને દૃષ્ટાને નિહાળવાથી એટલે કે દૃશ્યમાંથી દૃષ્ટિ હટાવીને દૃષ્ટાને જે જોઈ શકે છે તે જ સાચો આનંદ માણી શકે છે.

- ❖ આનંદ, બહાર વિષયોમાં નહિ, અંદર છે.
- ❖ 'હુંપણા' ને ભૂલી જઈ, જગતના વિષયોમાંથી દૃષ્ટિ હટાવી દૃષ્ટિને અંતર્મુખી બનાવવી જોઈએ. સ્વ સ્વરૂપમાં સ્થિત રહેવું જોઈએ. પ્રારબ્ધવશ જે કાંઈ સુખ–દુઃખ મળે તેમાં આનંદ પામવો જોઈએ.
- ❖ સુખમાં છલકાશો નહિ, દુઃખમાં દુઃખી થાશો નહિ.
- ❖ સંસારની માયાના સૌંદર્યથી મોહ પામશો નહિ અન્યથા તેમાં ફસાઈને પતંગિયાની જેમ નાશ પામશો.
- ❖ વસ્તુનો અતિશય સંગ્રહ કરવો નહિ. સંગ્રહ કરવાથી તેને પડાવી લેવા બીજા લોકો વસ્તુ અને સંગ્રહ કરનાર બંનેનો નાશ કરે છે.
- ❖ આશાની પૂર્તિ ન થતાં દુઃખ થાય છે. માટે તેને છોડી દેવી અને સંતોષ રાખવો. જેમાં સુખ છે.
- ❖ કાર્ય એકાગ્રતા અને તન્મયતાથી કરવાથી સિદ્ધિ મળે.
- ❖ મનુષ્યે પોતાનામાંથી આનંદ મેળવવાનો છે. બાહ્ય વિષયોમાંથી નિજાનંદ મળતો નથી.
- ❖ વેદો જાણવાથી કે વ્રત–ઉપવાસ કરવાથી ભગવાન પામી શકાતા નથી; પરંતુ સત્સંગ દ્વારા ભકિતભાવ કેળવી ભગવાન પામી શકાય છે.

- ❖ સંતોના સંગથી મનુષ્યનું જીવન સુધરે છે.
- ❖ સત્સંગ પ્રભુકૃપાથી પ્રાપ્ત થાય છે.
- ❖ પ્રભુકૃપા ન હોય અને સત્સંગ ન મળે તો કાંઈ નહિ પણ કુસંગ તો કદી કરાય નહિ.
- ❖ યોગ, સાંખ્ય, ધર્મ, વેદાધ્યયન, તપ અને ત્યાગ જેટલા ભગવાનની પ્રાપ્તિ માટે સમર્થ નથી તેટલી અનન્ય ભાવે ભગવાનની પ્રેમથી કરેલી ભકિત સમર્થ છે.
- ❖ ભગવાનને વિષે બુદ્ધિને સ્થાપવી તેનું નામ શમ.
- ❖ ઈન્દ્રિયોને વશ કરવી તેનું નામ દમ.
- ❖ કોઈપણ પ્રાણીનો દ્રોહ ન કરવો એ સર્વોત્તમ દાન છે.
- ❖ સર્વ કામનાઓનો ત્યાગ કરવો તેને તપ કહે છે.
- ❖ પ્રભુની નિર્વ્યાજ ભકિત મળે તે શ્રેષ્ઠ લાભ છે.
- ❖ બંધન અને મોક્ષનું તત્વ જાણનાર સાચો પંડિત છે.
- ❖ દેહને આત્મા માને તે મૂર્ખ છે.
- ❖ દેહમાં અહંબુદ્ધિ રાખે તે મહામૂર્ખ છે.
- ❖ સદ્‌ગુણોથી સંપન્ન મનુષ્ય ધનવાન છે.
- ❖ અસંતોષી માણસ ગરીબ—દરિદ્ર છે.
- ❖ નિંદાની જેને બિલકુલ અસર થતી નથી તે ભકત.

❖ માયાને આધીન થાય છે તે જીવ અને માયાથી સ્વતંત્ર હોય તે આત્મા.

❖ પોતાની અંદર રહેલા કામ, ક્રોધાદિક શત્રુઓને મારે કે જીતે તે વીર.

❖ ભકતનું મુખ્ય લક્ષણ તેની સ્થિતપ્રજ્ઞતા છે.

❖ મન જ દુઃખનું કારણ છે. મનુષ્યને તેના મનની ભ્રમણા જ સુખદુઃખ આપનાર છે.

❖ કામ દુઃખનું કારણ છે. તેનાથી મનુષ્યને રામ જ છોડાવી શકે.

❖ વિવેકી પુરુષે સ્ત્રીઓ કે લંપટ પુરુષનો સંગ ન કરવો.

❖ ભકિતનો માર્ગ સહેલો અને સરળ છે. તેમાં કોઈ ક્રિયા કાંડની જરૂર પડતી નથી.

❖ જ્ઞાન અને કર્મ સાથે ભકિતનો સહયોગ થાય ત્યારે જ મુકિત મળે છે.



## સ્કંધ : ૧૨ : આશ્રય લીલા

- જેમનું નામ કીર્તન સર્વ પાપોનો નાશ કરનાર છે અને જેમને કરેલાં પ્રણામ સર્વ દુઃખોને શાંત કરે છે તેવા પરમેશ્વર શ્રીહરિને પણ હું નમસ્કાર કરું છું.
- ભકિતના બે પ્રકાર છે અહૈતુકી અને સહૈતુકી. આપણે ભલે અહૈતુકી અને સકામ ભકિતથી શરૂઆત કરીએ; પરંતુ અંતે તો આપણે અહૈતુકી નિષ્કામ પ્રેમલક્ષણા ભકિત સુધી પહોંચવાનું છે.
- ભાગવત પરમહંસોની સંહિતા છે. સર્વ વેદાંતનો સાર છે.
- ચિત્તને ભગવાનમાં પરોવી દેવું એનું નામ સેવા.

  

## સ્કંદપુરાણમાંશ્રી ભાગવત માહાત્મ્ય

❖ શ્રીમદ્ ભાગવત ભકિતને પુષ્ટ કરનાર અને પાપી જીવને પણ સદ્ગતિ અપાવનાર ગ્રંથ છે.

❖ કૃષ્ણની કૃપા વગર મનુષ્યને આત્મસ્વરૂપનું ભાન થતું નથી.

❖ આ ભૂતળ પર રહેલા જીવોને માયાજનિત મોહ દૂર થાય. તે માટે ભગવાનના સ્વરૂપ સમાન શ્રીમદ્ ભાગવતનું પારાયણ કરવું.

❖ ભગવાનની લીલા જ્યાં સંભળાતી હોય ત્યાં શ્રીકૃષ્ણ અવશ્ય બિરાજે છે.

❖ ભાગવતને નિત્ય સેવનાર જીવે તેનાં માબાપ અને પત્ની –ના કુળને પણ તારી દીધું છે. એમ સમજવું.

❖ ભાગવતના સેવનથી બ્રાહ્મણ વિદ્યા વડે પ્રકાશિત થાય છે. ક્ષત્રિય શત્રુજીત બને છે. વૈશ્ય સમૃદ્ધિવાન થાય છે. શૂદ્ર સ્વસ્થ બને છે.

❖ ભાગવત માહાત્મ્ય સાંભળનારનાં અર્ધદુ:ખો ભગવાન શ્રીહરિની કૃપાથી અવશ્ય દૂર થશે.

# શાંતિ સાચી આપજો

હે નાથ ! જોડી હાથ પાયે પ્રેમથી સૌ માગીએ,
શરણું મળે સાચું તમારું એ હૃદયથી માગીએ.
જે જીવ આવ્યો આપ પાસે ચરણમાં અપનાવજો,
પરમાત્મા એ આત્માને શાંતિ સાચી આપજો.

વળી કર્મના યોગે કરીને જે કુળમાં એ અવતરે,
ત્યાં પૂર્ણ પ્રેમે ઓ પ્રભુજી આપની ભકિત કરે.
લક્ષ ચોરાસી બંધનોને લક્ષમાં લઈ કાપજો,
પરમાત્મા એ આત્માને શાંતિ સાચી આપજો.

સુસંપત્તિ અને સદ્‌વિચાર સત્કર્મનો દઈ વારસો,
જન્મો જન્મ સંત સંગથી કિરતાર પાર ઉતારજો.
આલોક ને પરલોકમાં તમે પ્રેમે રગરગ વ્યાપજો,
પરમાત્મા એ આત્માને શાંતિ સાચી આપજો.

અમે સૌ હાથ જોડી પ્રેમથી આટલું માગીએ,
શરણું મળે સાચું તમારું એ હૃદયથી માગીએ.
સાચું બતાવી રૂપ શ્રીહરિ હૃદયે સ્થાપજો,
પરમાત્મા એ આત્માને શાંતિ સાચી આપજો.